8/1 New Book

# પુનર્જન્મનો નિયમ





લેખક :

શ્રી હરજીવન કાલિદાસ મહેતા


આ પુસ્તકની છપાઈથી
અડધી કીંમત લીધી છે




મૂલ્ય રૂા. ૦-૪-૦


પ્રકાશક :

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય

સલાપસ ક્રોસરોડ પો. નં. ૬ અમદાવાદ.





આવૃત્તિ પહેલી    પ્રત ૧૦૦૦    સને ૧૯૪૫

મુદ્રક તથા પ્રકાશક :
મગનભાઈ છોટાભાઈ દેસાઈ

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય
સલાપોસ ક્રોસરોડ અમદાવાદ

શ્રી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ
સલાપોસ ક્રોસરોડ, અમદાવાદ

વાંચો     વિચારો     વર્તો

# પુનર્જન્મનો નિયમ

લેખક
શ્રી હરજીવન કાલિદાસ મહેતા



| | | |
|---|---|---|
| સંવત ૧૯૯૮ | આવૃત્તિ પહેલી | પ્રત ૩૦૦૦ |
| સંવત ૧૯૯૯ | આવૃત્તિ બીજી | પ્રત ૧૫૦૦ |
| સંવત ૨૦૦૧ | આવૃત્તિ ત્રીજી | પ્રત ૫૦૦ |

૨૫૬૧૫

# ભગવદ્ ગીતામાં પુનર્જન્મનો નિયમ

આ ( આત્મા ) કદી જન્મતો કે મરતો નથી અથવા પૂર્વે નહિ હતો ને ફરી નહિ હશે એમ પણ નથી. આ અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે; તેથી શરીર હણાવા છતાં હણાતો નથી. અ. ૨–૨૦.

જેમ મનુષ્ય જૂનાં વસ્ત્રો ત્યજીને નવાં વસ્ત્રોને ધારણ કરે છે, તેમ આ દેહધારી ( આત્મા ) જૂનાં શરીરોને ત્યજી બીજાં નવાં ( શરીરો )ને પામે છે....અ. ૨–૨૨.

કેમકે જન્મેલાનું મૃત્યુ નક્કી છે અને મરેલાનો જન્મ નક્કી છે; માટે એ અનિવાર્ય વિષયમાં તું શોક કરવાને યોગ્ય નથી. અ. ૨--૨૭.

હે અર્જુન ! મારા અને તારા પુષ્કળ જન્મો વીતી ગયા છે; તે બધાને હું જાણું છું ( પણ ) હે પરંતપ ! તું નથી જાણતો...અ. ૪–૫.

હે અર્જુન ! મારા દિવ્ય જન્મ તથા દિવ્ય કર્મને એ પ્રમાણે જે તત્ત્વથી જાણે છે તે દેહ ત્યજીને પુનર્જન્મ પામતો નથી ( પણ ) મને પામે છે....અ. ૪–૯.

હે પાર્થ ! આ લોકમાં કે પરલોકમાં તેનો વિનાશ નથી; કેમ કે હે તાત ! શુભ કર્મ કરનાર કોઇ ( મનુષ્ય ) દુર્ગતિને પામતો નથી....અ. ૬–૪૦.

યોગભ્રષ્ટ ( મનુષ્ય ) પુણ્ય કરનારાઓના લોકોને પામી, ઘણાં વર્ષો સુધી (ત્યાં) રહીને પવિત્ર શ્રીમંતોના ઘેર જન્મે છે; અથવા બુદ્ધિમાન યોગીઓના કુળમાં જન્મે છે; ખરેખર, લોકોમાં આવો જે આ જન્મ તે અતિ દુર્લભ છે. અ.૬–૪૧-૪૨.

# પ્રસ્તાવના

મનુષ્યને સર્વ પ્રકારે સુખી થવું હોય અને સર્વ પ્રકારે પોતાની પ્રગતિ સાધવી હોય તો તેને વિશ્વના ભૌતિક (Physical) નૈતિક (Moral) અને આધ્યાત્મિક (Spiritual) નિયમોનો અભ્યાસ કરવાની અને તે નિયમો પ્રમાણે જીવન ગુજારવાની જરૂર છે. આહાર-વિહારમાં, જાગવા તથા ઊંઘવામાં, કામ કરવામાં તથા આરામ લેવામાં, નિયમિત બનવું, આરોગ્યના નિયમો પાળવા, ચોખ્ખાઈ રાખવી, રાજ્યના પ્રજારક્ષણના નિયમોને માન આપવું વગેરે ભૌતિક નિયમો છે. સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ક્ષમા, દયા, ઇન્દ્રિયનિગ્રહ, અક્રોધ વગેરે નૈતિક નિયમો છે, કર્મ, પુનર્જન્મ, વિકાસક્રમ, ઋણાનુબંધ, વગેરે આધ્યાત્મિક નિયમો છે. આ આધ્યાત્મિક નિયમોનો સવિશેષ ઉલ્લેખ જગતના અમુક ધર્મોના ધર્મ-પુસ્તકમાં છે, પરંતુ આ ધર્મોમાં માનનારાં લોકોનો મોટો ભાગ આ નિયમોને વિશ્વના સર્વવ્યાપક નિયમો તરીકે માનતો નથી; પણ પોતાના ધર્મની માન્યતારૂપે માને છે, અને એ માન્યતાને જીવનમાં ઉતારતો નથી; એટલે આ નિયમોનું વાસ્તવિક જ્ઞાન, જગતમાં જોઇએ તેટલું પ્રસર્યું નથી. થીઓસૉફીકલ સોસાયટી, શ્રી રામકૃષ્ણ મીશન તથા હિંદુ, જૈન અને બૌદ્ધ ધર્મનાં કેટલાંક પુસ્તકોનાં યુરોપીઅન ભાષાઓમાં થયેલાં ભાષાન્તરોથી બીજા દેશોના કેટલાક વિદ્વાનો તથા કેટલાક લોકો પુનર્જન્મના નિયમનો વિચાર કરતા થયા છે. હાલના મહાયુદ્ધ પછી, આ નિયમ, કદાચ, જગતમાં વધારે વિચારાશે, એમ કલ્પના થાય છે.

શ્રી કૃષ્ણમૂર્તિ કહે છે તેમ 'સત્ય જગતજૂનું છે, પરંતુ જે કોઇ તે શોધે છે તેને માટે તે નવું છે.' પણ જ્યારે કોઈ મનુષ્ય, બીજાએ શોધેલા સત્યને, જાતે અભ્યાસ કર્યા વગર, સ્વીકારી લે છે, ત્યારે તે સત્ય મટી, માન્યતા થાય છે, અને પછી વધારે સમય જતાં માત્ર અમુક ધર્મમાં જન્મવાથી જ અમુક બાબત મનાય છે ત્યારે

તે વહેમરૂપ બની જાય છે, અને તેમાં કેટલુંક અસત્ય પણ ઘૂસી જાય છે. એટલે કુદરતના દરેક સત્યનો અને દરેક નિયમનો અભ્યાસ શોધકદૃષ્ટિએ કરવાની જરૂર છે.

મનુષ્ય પોતે આત્મા છે, શરીર નથી; શરીર તો જગતનો અનુભવ લેવાનું એક સાધન છે; શરીરનું મૃત્યુ થાય છે; આત્માનું થતું નથી, કેમકે આત્મા અમર છે અને પોતાનામાં બીજરૂપે રહેલી શક્તિ ખીલવવા માટે, તે જુદી જુદી જાતિનાં, જુદી જુદી કોમનાં, જુદી જુદી પ્રજાનાં, જુદા જુદા સંપ્રદાયનાં જુદા જુદા દેશનાં શરીરો લે છે. આ સત્ય સમજવા માટે પુનર્જન્મનો નિયમ સમજવાની ખાસ જરૂર છે.

"**પુનર્જન્મનો નિયમ**" એ મથાળા નીચે સં. ૧૯૯૮–૯૯માં, ભાવનગરથી પ્રગટ થતા, થીઑસૉફીકલ માસિક 'જ્યોતિ' માં સાત લેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. પાછળથી કેટલાક સુધારાવધારા સાથે તેને પુસ્તિકારૂપે પ્રગટ કરવામાં આવ્યા અને તેને જિજ્ઞાસુઓમાં મફત વહેંચવા માટે મારા મુંબઈવાસી સ્નેહી ભાઈશ્રી મોતીલાલ મોહનદાસ પારેખ તરફથી તેની ૩૦૦૦ નકલો છપાવવામાં આવી. આ વર્ષે તેની બીજી અને ત્રીજી આવૃત્તિ શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ તથા શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, ( અમદાવાદ ) તરફથી પ્રગટ થાય છે એ હર્ષની વાત છે. આ બંને આવૃત્તિ છપાવવાની ગોઠવણ કરવા માટે મારા સ્નેહીભાઈ શ્રી વિષ્ણુ-પ્રસાદ ર. ઠાકોર, મંત્રી, શ્રી રામકૃષ્ણ સેવાસમિતિનો હું ઋણી છું.

આ પુસ્તિકામાં રજૂ કરેલા અનેક વિચારો માટે, હું શ્રીમદ્ ભગવદ્ગીતા અને થીઑસૉફી અને થીઑસૉફીકલ સોસાયટીનો આભારી છું.

ૐ શાન્તિઃ ।

ભાવનગર
સં. ૨૦૦૧
અક્ષય તૃતીયા

હરજીવનદાસ કાલિદાસ મહેતા

જગતની સમસ્ત માનવજાતિના મહા
પુરુષોને ચરણે સેવા ભાવે સાદર.

# પુનર્જન્મનો નિયમ

આ આખુંય વિશ્વ, કોઈ મહાન યોજના, કોઇ મહાન નિયમો, કોઇ મહાન સંકેત પ્રમાણે ચાલી રહેલ છે, એમ જગતના પૂર્ણપુરુષો, પયગંબરો, વલીઓ, નબીયો, સંતમહાત્માઓ કહી ગયા છે. તત્ત્વ-ચિન્તકો, વિચારકો કહી રહ્યા છે. મહાન યોગીઓ આવી યોજનાની સાક્ષી પૂરી રહ્યા છે; આજના કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ આ વિશ્વની પછવાડે કોઇ યોજના હોવી જોઇએ એમ કલ્પી રહ્યા છે.

'વાવે એવું લણે, અને કરે એવું પામે,' એ જેમ કુદરતનો નિયમ છે, તેમ જીવન **અજ્ઞાતપૂર્ણતામાંથી સજ્ઞાતઅપૂર્ણતાએ** અને **સજ્ઞાત-અપૂર્ણતામાંથી સજ્ઞાતપૂર્ણતાએ** પહોંચતાં, ખનિજવર્ગ, વનસ્પતિવર્ગ પશુવર્ગ, મનુષ્યવર્ગ વગેરે વર્ગોનાં અનેક નામરૂપોમાંથી પસાર થાય છે અને દરેક નામરૂપદ્વારા પૂર્ણતાનો અમુક અંશ ખીલવે છે; એ પણ એક કુદરતનો નિયમ છે. વિશ્વના જે નિયમથી આવા એક નામરૂપદ્વારા મળી શકે તેટલો અનુભવ લેવો અને પછી નામરૂપનો ત્યાગ કરી સમય આવ્યે બીજા નામરૂપનું ગ્રહણ કરવું તે નિયમને **પુનર્જન્મનો નિયમ** કહેવામાં આવે છે. આ નિયમ સૌ અપૂર્ણ જીવોને લાગુ પડે છે, કેમ કે જીવન સૌ કોઇમાં છે અને સૌ કોઇમાં તે ખીલી રહ્યું છે.

આ નિયમનો અભ્યાસ જગતના અમુક અમુક ધર્મોની માન્યતા તરીકે કરવાથી તે બરોબર સમજી શકાય તેમ નથી, કેમકે જ્યારે કોઈ સત્ય ખાત્રીરૂપ મટી, માત્ર માન્યતારૂપ થઈ જાય છે ત્યારે લોકો તેને સમજ્યા વિના અને તે સંબંધમાં તટસ્થ રીતે વિચાર કર્યા સિવાય માનવા મંડે છે અને પછી તેમાં કેટલીક કલ્પનાઓ અને કેટલાક વહેમો પણ પેસાડી દે છે. માટે પુનર્જન્મના નિયમનો અભ્યાસ, કુદરતના કોઇ એક નિયમની માફક જ વૈજ્ઞાનિક દૃષ્ટિએ કરવાની જરૂર છે.

## પુનર્જન્મનો નિયમ શું કરે છે ?

કર્મનો નિયમ, જેમ મનુષ્યને અજ્ઞાનમાંથી જ્ઞાનમાં, અંધકારમાંથી પ્રકાશમાં, અશક્તિમાંથી શક્તિમાં, બંધનમાંથી મુક્તિમાં, પરતંત્રતામાંથી સ્વતંત્રતામાં, જુદાઈમાંથી વિશ્વબંધુત્વમાં લઈ જાય છે. તેમ, પુનર્જન્મનો નિયમ, મનુષ્યને મૃત્યુમાંથી અમરપણામાં, અસતમાંથી સતમાં, દેહદૃષ્ટિમાંથી જીવનદૃષ્ટિએ, અપૂર્ણતામાંથી પૂર્ણતાએ લઈ જાય છે. એટલા માટે કર્મના નિયમની માફક પુનર્જન્મના નિયમનો પણ અભ્યાસ કરવાની જરૂર છે.

પુનર્જન્મનો નિયમ માત્ર જીવનનાજ વિકાસમાં મદદ કરે છે એમ નથી પણ તે જીવનની માફક પ્રકૃતિનો પણ વિકાસ કરે છે. પ્રકૃતિ પણ તેથી વધારે વ્યવસ્થિત, વધારે કોમળ, વધારે શુદ્ધ, અને જીવનને વધારે ને વધારે અનુકૂળ બનતી જાય છે. જન્મ અને મરણનો સવિશેષ સંબંધ શરીરોની સાથે છે. જીવન તો અજર છે, અમર છે, અવિનાશી છે.

પરમાત્મા સત્, ચિત્ અને આનંદરૂપ છે; તેમ જીવાત્મા, જ્ઞાન, ઇચ્છા અને ક્રિયારૂપ છે. આ ત્રણ શક્તિઓ ખીલવવા માટે મનુષ્યને ત્રણ શરીર છે. જ્ઞાનશક્તિ માટે વિચારશરીર, ઇચ્છા માટે વૃત્તિશરીર, અને ક્રિયા માટે સ્થૂલશરીર છે. આ ત્રણ સાધનો જીવાત્મા માટે ક્રમવાર, મેળવવાં તે **જન્મ**; આ ત્રણે સાધનો છેલ્લેથી ક્રમવાર છોડવાં તે **મૃત્યુ**. આ દૃષ્ટિએ વિચારતાં, આ ત્રણ શરીરો જીવાત્મા માટે મેળવી આપવાં,

તેને બની શકે તેટલાં ખીલવવાં, બદલવાં, અને તેમાંથી દેહતાદાત્મ્ય ઓછું કરાવવું એ, પુનર્જન્મના નિયમનું સામાન્ય કાર્ય છે.

## પુનર્જન્મમાં નહિ માનનારાઓની દલીલો.

પુનર્જન્મના નિયમનો જેમણે પદ્ધતિસર અભ્યાસ કર્યો નથી પણ માત્ર પુનર્જન્મની માન્યતા સામે જ વિરુદ્ધતા ધરાવી રહ્યા છે તેઓ કહે છે કે—

( ૧ ) મનુષ્યજાતિનો બહુ મોટો ભાગ પુનર્જન્મમાં માનતો નથી. હિંદુ, જૈન અને બૌદ્ધ ધર્મ સિવાયના ધર્મોમાં સીધી રીતે પુનર્જન્મ સ્વીકારવામાં આવ્યો નથી.

( ૨ ) વંશપરંપરાના નિયમ–Law of Heredity મુજબ મનુષ્યનો જન્મ અમુક માબાપને ત્યાં થાય છે અને માબાપના દુર્ગુણ-સદ્ગુણ બાળકમાં ઊતરી આવે છે.

( ૩ ) ઉત્તમનો ઉત્કર્ષ–Survival of the fittest એ કુદરતનો નિયમ છે. જે સર્વોત્તમ હોય તે રહે અને નબળાં હોય તેનો નાશ થાય.

( ૪ ) આસપાસના સંયોગો અને શિક્ષણની સારી કે માઠી અસર મનુષ્ય ઉપર થાય છે.

( ૫ ) મનુષ્યના, જો ઘણા જન્મો થતા હોય અને થયા હોય તો તેમાંના થોડા તો યાદ રહેવા જોઈએ ને? કંઇ નહિ તો આ જન્મ પહેલાનો એક જન્મ તો યાદ રહેવો જોઇએ ને?

( ૬ ) પુનર્જન્મમાં માનવું એ એક જાતની નબળાઇ છે, એક જાતનો સધીયારો છે. અહંભાવને ટકાવી રાખવાની એક યુક્તિ છે, ભોળા લોકોને ભરમાવવાની એક પેરવી છે.

( ૭ ) દુનિયાના ઘણા પાશ્ચાત્ય વિચારકોએ પુનર્જન્મની વિરુદ્ધમાં પોતાના વિચારો રજૂ કર્યા છે; અને પુનર્જન્મમાં નહિ માનવાથી કશો ગેરલાભ થતો હોય તેમ જણાતું નથી.

આવાં કારણોને લીધે પુનર્જન્મમાં માનવાની કશી જરૂર નથી.

## ઉપરની દલીલોના ઉત્તર

( ૧ ) ગુરુત્વાકર્ષણના નિયમને સર આયઝાક ન્યુટનના જન્મ પહેલાં કોઈ માનતું નહોતું એટલે એ નિયમ પહેલાં નહોતો એમ ન હતું. એવી જ રીતે પુનર્જન્મના નિયમમાં ઘણા લોકો માનતા નથી માટે એ નિયમ ન હોવો જોઈએ એમ કહી શકાય નહિ.

દરેક ધર્મના મહાપુરુષોએ, દેશ, કાળ અને લોકોની સ્થિતિનો વિચાર કરીને ધર્મશિક્ષણ આપેલું છે. એટલે અમુક દેશકાળમાં જે શિક્ષણની વધારે જરૂર જણાઈ હોય તે આપેલું છે. માટે અમુક ધર્મમાં પુનર્જન્મ સંબંધમાં કહેવામાં આવ્યું નથી માટે પુનર્જન્મ નથી એમ માની શકાય નહિ. વળી પુનર્જન્મ એ અમુક ધર્મની માન્યતા નથી પણ તે ઇશ્વરી યોજનાનો એક નિયમ છે એટલે એ નિયમ ગુરુત્વાકર્ષણના નિયમની માફક તેમાં માનનારને તથા નહિ માનનારને પણ લાગુ પડે છે.

( ૨ ) વંશપરંપરાનો નિયમ–Law of Heredity નો સંબંધ મનુષ્યને મળતા શરીર સાથે છે; તેનાં હૃદય, મન અને આત્માની શક્તિ સાથે નથી. શરીરની ખામીઓ કે ખુબીઓ, શરીરનો દેખાવ, અવાજ વગેરે, મા કે બાપના જેવાં હોય છે પણ માણસનું ચારિત્ર્ય તેનું પોતાનું જ હોઈ અને તે ગતજન્મોની કમાણી પર આધાર રાખે છે. વંશપરંપરાનો નિયમ એ મનુષ્યજન્મમાં કારણરૂપ નથી પણ કાર્યરૂપ છે. અમુક જીવે એવી જાતના સંસ્કારો ઊભા કર્યા છે કે જેથી તેને અમુક પ્રકારનું શરીર આપે એવા માબાપને ત્યાં જન્મ આપવામાં આવ્યો છે. શરીરના જન્મનું કારણ ઉત્પન્ન કરનાર તો જીવાત્મા પોતે છે. વંશપરંપરાનો નિયમ તો જીવાત્માએ આરંભેલું કાર્ય સિદ્ધ કરી આપે છે. શ્રી શંકરાચાર્ય, ભગવાન બુદ્ધ, મહાવીરસ્વામી, જીસસક્રાઇસ્ટ, હજરત મહમદ, ગુરુ નાનક વગેરે મહાપુરુષોનાં માબાપો તેઓના જેવાં નહોતાં અને તેમના વંશજો તેમના જેવા મહાપુરુષો પાકયા નથી. કવિ કાલિદાસ, શેકસપીઅર વગેરેના

માબાપો કવિ નહોતાં અને પછીથી તેમના વંશજો તેમના જેવા થયા નથી. એ જ બતાવે છે કે વંશપરંપરાનો નિયમ એ મનુષ્ય જન્મમાં કારણભૂત નથી પણ કાર્યરૂપ છે.

( ૩ ) ઉત્તમનો ઉત્કર્ષ-Survival of the fittestની વાતો કેટલાક વૈજ્ઞાનિકો કરી ગયા છે અને કેટલાક વૈજ્ઞાનિકો કરે છે. પણ ઉત્તમના આગમન-Arrival of the fittest ની વાત તેઓ સંતોષકારક રીતે સમજાવી શકતા નથી. ગરીબ માબાપને ત્યાં જન્મેલો મનુષ્ય ધનાઢ્ય બને છે; અશિક્ષિત કે થોડા શિક્ષિત માબાપને ત્યાં જન્મેલો મનુષ્ય પેગંબરની-મહાત્માની સ્થિતિએ પહોંચે છે. સંગીતથી બીલકુલ અપરિચિત માબાપોને ત્યાં સારો સંગીતવેત્તા જન્મે છે. અલૌકિક શક્તિવાળા જીવોનું જગતમાં આગમન એ ઉત્તમના ઉત્કર્ષનું જ પરિણામ નથી પણ ઉત્તમના આગમનનું છે. અને ઉત્તમતા એ આગલા જન્મોના અનુભવનું ફળ છે.

( ૪ ) શિક્ષણ અને આસપાસના સંયોગોની અસર મનુષ્યજીવન ઉપર થાય છે એ વાત ખરી છે પણ તેની અસર સઘળા મનુષ્યો ઉપર એકસરખી થતી નથી. અમુક વિષયમાં નિષ્ણાત એવો એક શિક્ષક પોતાના વર્ગના ત્રીશ ચાલીશ વિદ્યાર્થીઓને અમુક વિષયોનું શિક્ષણ આપે છે; પણ તે વર્ગના સઘળા વિદ્યાર્થીઓ તે વિષયનું એક સરખું જ્ઞાન મેળવી શકતા નથી. સંતપુરુષોની આસપાર રહેનારા લોકો તે જ જન્મમાં સન્ત થઇ જતા નથી. પણ દરેક મનુષ્ય પોતાની શક્તિના પ્રમાણમાં જ કેળવણીનો, સત્સંગનો કે સંયોગોનો લાભ લઇ શકે છે. તદ્દન જંગલી મનુષ્યને ગમે તેવા સારા સંયોગોમાં મૂકશો તો તે જ જન્મમાં સંસ્કારી મનુષ્ય બનતો નથી, બની શકતો નથી. એટલે દરેક મનુષ્ય તેને મળતી કેળવણી અને મળેલા સંયોગો ઉપરાંત તેના પોતાના ગતજન્મમાં મેળવેલા વિકાસનું પરિણામ છે. એમ માન્યા વિના છૂટકો નથી.

( ૫ ) લોકોને, સામાન્ય રીતે ગતજન્મની યાદ રહેતી નથી માટે પુનર્જન્મ ન હોવો જોઇએ એ દલીલ પણ ટકી શકતી નથી; કેમકે આ જ જન્મમાં એવા ઘણા પ્રસંગો બની ગયા છે કે જે ભૂલાઇ ગયા છે, ભૂલાતા જાય છે. વળી દરેક જન્મે સામાન્ય રીતે, સ્થૂલશરીર વૃત્તિશરીર, અને વિચારશરીર નવાં બંધાય છે. એટલે ગતશરીરના સંસ્કારો જીવાત્મા સાથે રહે છે પણ નવા શરીરને તેની યાદ રહેતી નથી. વળી જ્યાં સુધી જીવાત્મા પોતે દેહતાદાત્મ્યથી જકડાયેલો હોય છે ત્યાં સુધી તે ગતજન્મો સ્થૂલદેહમાં યાદ રહેતા નથી. પરંતુ ગતજન્મોની યાદ સૌ કોઇની સાથે અમુક શક્તિ, અમુક શોખ, અમુક ખુબી, અમુક ખામીરૂપે રહે છે અને તેને અમુક રીતે તાજી પણ કરી શકાય છે.

( ૬ ) કોઇપણ બાબત, સમજ્યા વિના માની લેવી એ જેટલી નબળાઈ છે તેટલી જ નબળાઇ, બદ્ધમતથી કોઈ બાબતમાં ન માનવું, અથવા કોઇ બાબતનો તટસ્થ રીતે અભ્યાસ કર્યા સિવાય જ "તેમ હોય જ નહિ" એમ કહેવું એ છે. જેઓ પુનર્જન્મના નિયમનો અભ્યાસ કર્યા વિના તેમાં માને છે તેઓ પોતાના અહંભાને ટકાવી રાખવામાં અને "હવે પછી પણ રહીશું જ," મૃત્યુ પામેલા સંબંધીને પણ પરલોકમાં મળીશું," એવો સધીયારો લઈ લે છે એ વાત ખરી છે. પરંતુ લોકો કોઈ નિયમને સમજ્યા વિના તેનો દુરુપયોગ કરે તો તેને માટે કુદરતનો કોઇ નિયમ ખોટો ઠરતો નથી. કોઈ લોકો ભ્રાતૃભાવનો દુરુપયોગ કરે છે, કોઈ સત્યનો દુરુપયોગ કરે છે, કોઇ ન્યાયનો દુરુપયોગ કરે છે, એથી કંઇ તે તે સદ્ગુણો ખોટા છે અથવા છે જ નહિ એમ ઠરતું નથી. શહેરના રસ્તાની બાજુએ બેઠેલો અને પોતાને 'જોષી' કહેવરાવનાર કોઇ માણસ એક પૈસો લઇને કોઈનું ભવિષ્ય કહી દે અને તે ખોટું પડે, એથી જ્યોતિષવિદ્યા ખોટી પડતી નથી; તેમ કોઈ માણસ કોઇ ભોળા લોકો પાસે પુનર્જન્મને નામે પુણ્યદાન કરાવી, પોતે તે લઇ જાય એથી પુનર્જન્મનો નિયમ ખોટો ઠરતો નથી.

(૭) પશ્ચિમના લોકો ઘણાં વર્ષો સુધી જડવાદી વિજ્ઞાનની છાયામાં રહ્યાં હતાં એટલે ત્યાંના વિચારકો સ્થૂલ જગત્ સિવાય કશામાં માનતા નહોતા. પરંતુ છેલ્લાં પચાશેક વર્ષમાં વિજ્ઞાન પણ આગળ વધેલું છે. સર વીલીયમ ક્રુકસ, સર ઓલીવર લોજ જેવા સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિકો, શોપનહોર અને મેકસ મ્યુલર જેવા વિચારકો જીવનવિકાસ અને મરણાન્તર સ્થિતિમાં માની ગયા છે. પાયથેગોરસ અને પ્લેટો જેવા ગ્રીક તત્ત્વચિન્તકો, ખ્રીસ્તી ફાધર ઓરીજેન, ગોથે, ફીચ, શેલીંગ અને લેસીંગ જેવા જર્મન ફીલસુફો, વર્ડ્સવર્થ અને બ્રાઉનિંગ જેવા કવિઓ અને પ્રો. મેકટેગાર્ટ વગેરે પાશ્ચમાત્ય પુરુષો પુર્વજન્મમાં માનતા હતા. પ્રેતાવાહન–Spiritualism ના ઉપર, મરણ પામેલાની સાથે સંબંધમાં આવવા સંબંધે, અનેક પુસ્તકો લખાયાં છે અને અનેક પ્રયોગો થઇ રહેલ છે. આજના અનેક સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિકો સર્વવ્યાપક અને સર્વવ્યાપક શક્તિમાં માનવા લાગ્યા છે. વિજ્ઞાન આધ્યાત્મિક પ્રદેશ તરફ વળતું જાય છે. એટલે થોડા પાશ્ચાત્ય વિચારકો પુનર્જન્મની વિરુદ્ધમાં પોતાના વિચારો દર્શાવી ગયા છે એ દલીલ ચાલી શકે તેમ નથી.

પુનર્જન્મના નિયમમાં નહિ માનનારને કશો ગેરલાભ થતો હોય તેમ જણાતું નથી એમ એ નિયમ નહિ સમજનાર લોકો કહી શકે છે; પરંતુ તે નિયમનો સમજપૂર્વક અભ્યાસ કરી તેમાં માનનારને શું લાભ થાય છે તે જ્યારે સમજાય છે ત્યારે જ તેમાં નહિ માનનારને શું ગેરલાભ થાય છે તેની ખબર પડે છે.

આ નિયમમાં સમજપૂર્વક માનનાર અને તે દૃષ્ટિએ જીવનારને શું લાભ થાય છે તે હવે પછી જણાશે.

પુનર્જન્મનો નિયમ, સૌ કોઇને પૂર્ણતા તરફ લઇ જાય છે. એટલુંજ નહિ પણ આ નિયમ સમજવાથી જીવનના અનેક પ્રશ્નોના ઉકેલ થઇ જાય છે અને જીવન જીવવા જેવું બને છે.

## પુનર્જન્મ કોનો થાય છે?

જેમ એક જ શક્તિ, આ વિશ્વમાં, સર્જક, પોષક અને પુનરોદ્ધારક રૂપે કામ કરી રહેલ છે તેમ એક જ શક્તિ, આ પિંડમાં સર્જક, પોષક અને પુનરોદ્ધારક રૂપે કામ કરી રહેલ છે. વિશ્વમાં ઉપરનાં ત્રણ કામ કરી રહેલી શક્તિને, કાર્યભેદથી, **ક્ષરપુરુષ** ( દશ્ય જગતમાં કાર્ય કરતી શક્તિ ) **અક્ષરપુરુષ** (અદશ્ય જગત્માં કાર્ય કરતી શકિત ) **પુરુષોત્તમ** ( અદશ્ય જગતથી પર એવી શકિત) ના નામથી શ્રીભગવદ્ ગીતામાં ઓળખાવવામાં આવેલ છે. આપણા પિંડમાં ઉપર જણાવેલ ત્રણ પ્રકારનું કામ કરી રહેલ શકિતને **ભૂતાત્મા** ( સ્થૂલશરીર, વૃત્તિ-શરીર અને વિચારશરીરમાં કાર્ય કરી રહેલ શકિત ) **જીવાત્મા** ( ચિત્ત, મન, બુદ્ધિ અને અહંકારરૂપે કાર્ય કરી રહેલ શકિત ), **આત્મા** વિશ્વજીવન સાથે એકરૂપ રહેથી શક્તિ ) ના નામથી શાસ્ત્રકારોએ ઓળખાવેલ છે. આ ત્રણ પૈકી **આત્માનો** જન્મ થતો નથી; કેમકે તે પરમાત્મા સાથે એક હોઇ અનાદિ અનંત છે. જીવાત્માનો જન્મ થતો નથી, કેમકે તે પણ કારણદેહની ભૂમિકા પરથી નીચે આવતો નથી. પણ તેનો ચિત્તરૂપી અંશ, જેને આપણે ભૂતાત્મા કહેલ છે તે, મન, બુદ્ધિ અને અહંકારના સ્વભાવ સાથે, વિચારશરીર, વૃત્તિશરીર અને સ્થૂલશરીરથી દરેક જન્મ લે છે અને તે શરીરોદ્વારા,સ્થૂલજગત્, વાસના-જગત્, અને વિચારમય જગતનો અનુભવ લે છે અને આ ત્રણે શરીરોના મરણ પછી, એકઠો કરેલો અનુભવ જીવાત્માને આપી દે છે. આમ કરતાં, અનેક જન્મો પછી, ભૂતાત્મા, જીવાત્મા સાથે, જીવાત્મા, આત્મા સાથે અને આત્મા પરમાત્મા સાથે ઐક્યનો સાક્ષાત્કાર કરે ત્યાં સુધી ભૂતાત્માનું જન્મ મરણ થયા કરે છે. ટૂંકામાં જન્મ અને મરણનો સંબંધ ભૂતાત્મા નામથી ઓળખાતી આત્મશકિત સાથે છે. જીવાત્મા અને આત્માની સાથે નથી. જીવન ભૂતાત્મારૂપે **કર્મ કરે છે**, જીવાત્મારૂપે **અનુભવ લે છે**. અને આત્મારૂપે **સાક્ષી રહે છે.**

## પુનર્જન્મ શા માટે થાય છે?

એક પિતા પોતાના બાળકને મેટ્રીક થવા હાઇસ્કૂલમાં મોકલે છે પણ તેના અભ્યાસની શરૂઆત તો પહેલા ધોરણથીજ થાય છે, મેટ્રિક કલાસથી નહિ. જેમ જેમ તે નીચલા ધોરણની પરીક્ષા આપતો જાય છે તેમ તેમ તે ઉપરના ધોરણમાં જતો જાય છે. જો વિદ્યાર્થી ચાલાક અને હોશિયાર હોય છે તો પહેલે બીજે નંબરે પાસ થાય છે. જો સાધારણ બુદ્ધિનો હોય તો નીચે નંબરે પાસ થાય છે અને જો ઠોઠ હોય તો દરેક ધોરણમાં એક કરતાં વધારે વર્ષો લે છે; છતાંય સઘળા વિષયોમાં પાસ ન થાય તો ચઢાવવો પડે છે. પિતાની એવી ઇચ્છા હોય કે ભલે ગમે તેટલાં વર્ષો થાય પણ પુત્રે મેટ્રિક થવાનું જ, તો જ્યાંસુધી તે મેટ્રીક ન થાય ત્યાંસુધી હાઇસ્કૂલે જવુંજ પડે છે. એજ રીતે આ વિશ્વ એક શાળા છે. પરમાત્મા પિતા છે જીવાત્મા પ્રભુના બાળકો છે. પૂર્ણ થવા માટે સૌને આ વિશ્વશાળામાં મોકલવામાં આવ્યા છે, જ્યાં સુધી પોતાનામાં રહેલી પ્રભુતા ન ખીલવે ત્યાંસુધી સઘળા જીવોને અભ્યાસ માટે વિશ્વશાળામાં આવવું જ પડે છે. હાઇસ્કૂલમાં જુદાંજુદાં ધોરણો હોય છે; તેમ વિશ્વશાળામાં પણ જુદી જુદી ભૂમિકાઓ છે. દરેક ભૂમિકામાં, જીવાત્મા પોતાનું અમુક તત્ત્વ ખીલવે છે. જ્યારે તે સઘળી ભૂમિકામાંથી પસાર થઈ જાય છે, ત્યારે તે પોતાનાં સઘળાં તત્ત્વો, પોતાની સઘળી કળાઓ ખીલવે છે અને પોતે પૂર્ણાત્મા–પૂર્ણપુરુષ–પેગંબર બને છે. પછી તેને પુનર્જન્મનો નિયમ લાગુ પડતો નથી. આ લોકમાં જન્મ લેવાની તેને કોઈ ફરજ પાડી શકતું નથી. મેટ્રિક પાસ થયેલો યુવાન તેની ઇચ્છા હોય તો હાઇસ્કૂલમાં જઈ શકે છે; પણ તે વિદ્યાર્થી તરીકે જતો નથી, એક શિક્ષક તરીકે અથવા મુલાકાત લેનાર તરીકે જાય છે. એ જ રીતે કોઈ પૂર્ણપુરુષ વિશ્વમાં આવે તો તે એક સામાન્ય જીવાત્મા તરીકે આવતો નથી પણ મહાત્મા તરીકે આવે છે.

ભગવાન શ્રી કૃષ્ણે ભગવદ્ગીતામાં કહ્યું છે કે:—

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥

" પરમસિદ્ધિ પ્રાપ્ત કરી છે એવા મહાત્માઓ મને પહોંચ્યા પછી દુઃખથી ભરેલો અને નાશવંત એવો પુનર્જન્મ લેતા નથી."

આ પ્રમાણે પુનર્જન્મ મનુષ્યને પૂર્ણ બનાવવા માટે છે. એકજ જન્મમાં પૂર્ણ થઇ શકાતું નથી, માટે અનેક જન્મો લેવા પડે છે.

## પુનર્જન્મ કઇ રીતે થાય છે?

આ વિશ્વમાં 'કાલચક્ર'નો નિયમ છે. આ નિયમને વિજ્ઞાનશાસ્ત્રીઓ Law of Periodicity અથવા Law of Cycles પણ કહે છે. રાત્રિ અને દિવસ, ઉત્તરાયણ અને દક્ષિણાયન, ઋતુઓનું ક્રમવાર દરવર્ષે આવવું, સમુદ્રની ભરતીઓટ, વૃક્ષને દરવર્ષે જૂનાં પાંદડાં ખરી જવાં અને નવાં આવવાં, પશુ, પક્ષી, મનુષ્યનો જન્મ થવો અને મૃત્યુ આવવું, આ સઘળું 'કાલચક્ર'ના નિયમથી થાય છે એમ પાશ્ચાત્ય વિચારકો પણ સ્વીકારવા માંડયા છે અને 'કાલચક્ર'નો નિયમ એ પુનર્જન્મના નિયમનું જ બીજું નામ છે.

પુનર્જન્મનો નિયમ જીવાત્માને વિચાર ભૂમિકાનો અનુભવ લેવા માટે પહેલાં વિચારશરીર, પછી વાસના ભૂમિકાનો અનુભવ લેવા માટે વાસનાશરીર અને પછી સ્થૂલ ભૂમિકાનો અનુભવ લેવા માટે સ્થૂલશરીર મેળવી આપે છે. આ શરીરોથી તે આ ત્રણ ભૂમિકાનો અનુભવ મેળવી શકે છે. અને પછી જેમ વૃક્ષના પાંદડાં ખરી જાય છે તેમ સ્થૂલશરીર, વૃત્તિશરીર અને વિચારશરીર એક પછી એક ખરી પડે છે અને ફરીથી તે તે શરીરો મળે છે. સ્થૂલ ભૂમિકા ઉપર આપણે સ્થૂલશરીરનો જન્મ થતો અને તેનું મૃત્યુ થતું જોઇએ છીએ, એટલે આપણા જન્મથી મૃત્યુ સુધીના સમયને જ જીવનકાળ ગણીએ છીએ. જ્યારે ખરી રીતે તો ભૂતાત્મા—દેહધારી અહમ્—નો જીવનકાળ, વિચાર

ભૂમિકાપર વિચારશરીર ધારણ કરે ત્યારથી શરૂ થાય છે અને પછી બીજાં શરીરો ધારણ કર્યા બાદ એક પછી એક છોડી છેવટે વિચારશરીર પણ છોડી દે, ત્યાંસુધી ચાલે છે. જીવાત્મા પાસે દરેક ભૂમિકા પર એકેક અણુ એવું હોય છે કે જેની આસપાસ તે તે ભૂમિકાનું શરીર બંધાય છે અને જ્યારે શરીરનો નાશ થાય ત્યારે તે તે શરીરને મળેલો અનુભવ તે તે ભૂમિકાના અણુમાં સચવાઇ રહે છે. થીઓસોફીકલ.સાહિત્યમાં આ અણુને Permanent Atom–એક કલ્પ સુધી જીવાત્મા સાથે રહેતું અણુ–કલ્પાણુ–ના નામથી ઓળખવામાં આવે છે.

## એક સરખામણી

દેહમાં રહેલું સંવિત્ (ભાન)—આખા શરીરમાં વ્યાપેલું હોવા છતાં, સાંભળતી વખતે કર્ણાવતાર, જોતી વખતે અક્ષી–અવતાર, ચાખતી વખતે જીહ્વાવતાર, સુંઘતી વખતે નાસિકાવતાર, હાથથી કોઇ વસ્તુ ગ્રહણ કરતી વખતે હસ્તાવતાર, ચાલતી વખતે પાદાવતાર બને છે અને તે તે ઇન્દ્રિયદ્વારા કરવાનું કામ પૂરૂં થતાં તે તે ઇન્દ્રિયમાં મૂકેલી શક્તિ પાછી ખેંચી લે છે. તેવીજ રીતે જીવાત્મા નિચલા ત્રણ ભુવનોનો અનુભવ લેતી વખતે ભૂતાત્મા–અવતાર બને છે અને તે દ્વારા લઇ શકાય તેટલો અનુભવ લીધા પછી તેમાં મૂકેલી શક્તિ પાછી ખેંચી લે છે. આ રીતે મનુષ્યના જન્મો થાય છે.

## અનેક જન્મો શા માટે ?

બાળક જન્મે તે વખતે તેમને માટે ઝબલાં શીવરાવ્યાં હોય તે ત્રણ ચાર મહિને કે છ મહિને ટૂંકાં પડે. બાળક છ મહિનાનું થાય ત્યારે જે ઝબલાં શીવરાવ્યાં હોય તે એક વર્ષનું થતાં ટૂંકાં પડે. ટૂંકામાં જેમ જેમ બાળક મોટું થતું જાય તેમ તેમ આગલાં કપડાં પડયાં હોય તો તે નકામાં થાય. બાળક અને કપડાં વચ્ચે જેવો સંબંધ છે તેવો જ સંબંધ જીવાત્મા અને તેના શરીરો વચ્ચે છે. જેમ જેમ, જીવાત્મા વિકાસમાં આગળ વધે તેમ તેમ તેને વધારે શુદ્ધ, વધારે કોમળ,

બહારનાં ઉચ્ચ આંદોલનો ઝીલી શકે તેવાં, વધારે ઊંચો અનુભવ લેવામાં સાધનભૂત થાય તેવાં શરીરોની જરૂર પડતી જાય છે. જંગલી; અર્ધ જંગલી; ગામડાના મજૂર, કારીગર, ખેડૂત, વેપારી, આગેવાન, શિક્ષક, ધર્મોપદેશક; જિલ્લાના પ્રસિદ્ધ વેપારી, અધિકારી, લોકનાયક, લોકસેવક, દાનેશ્વરી, મહંત; પ્રાન્તના અધિકારી, પંડિત, એન્જીનીઅર; દેશના જુદા જુદા ક્ષેત્રોનાં સુપ્રસિદ્ધ સ્ત્રીપુરુષો; જગતને ખાતર દેહ ધારણ કરનારા સન્તો, મહાત્માઓ વગેરે સૌને તેઓની શક્તિ લોકસેવા અને સંસ્કારિતાના પ્રમાણમાં ક્રમવાર બેસાડીને તેમનાં શરીરોનું બારીક નિરીક્ષણ કરવામાં આવશે તો જણાશે કે જીવાત્માની સંસ્કારિતાના પ્રમાણમાં શરીર પણ વધારે સારા પરમાણુવાળું અને સારી રીતે વિકસેલું છે. જગતમાં જીવનવિકાસ અને પ્રકૃતિવિકાસ, ધીમે ધીમે, પણ સાથે ચાલી રહ્યા છે એટલે પ્રકૃતિ અને પુરુષની પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે અનેક જન્મોની જરૂર છે.

## સ્ત્રી અને પુરુષ જાતિ શા માટે?

વિશ્વમાં સ્ત્રી અને પુરુષજાતિનો સંકેત પણ, જીવનવિકાસને સહાય કરવા માટે છે. સ્ત્રીશરીરમાં કોમળતાપ્રધાન સદ્દગુણો, અને પુરુષશરીરમાં દઢતાપ્રધાન સદ્દગુણો, સામાન્ય રીતે, સહેલાઈથી ખીલવી શકાય છે. આથી એમ સમજવાનું નથી કે દરેક સ્ત્રી એટલે કોમળતાની મૂર્તિ અને દરેક પુરુષ એટલે દઢતાની પ્રતિમા. સમજવાનું તો એટલું કે આ બે પ્રકારનાં શરીરો, બે જુદા પ્રકારના સદ્દગુણો ખીલવવામાં ઘણા જન્મો સુધી ઉપયોગી થાય છે. સ્ત્રીજાતિમાં થોડા જન્મો–થોડાં શરીરો-લઈ કોમળતાના થોડા અંશો ખીલવ્યા પછી જીવાત્મા થોડાં પુરુષશરીરો–પુરુષજન્મોનો ઉપયોગ કરી દઢતાના થોડા અંશ ખીલવે છે. ફરીથી થોડાં સ્ત્રીશરીરો લે છે અને કોમળતાપ્રધાન સદ્દગુણોના અંશો તે વધારે છે; ફરીથી થોડાં પુરુષશરીરોનો સ્વીકાર કરે છે અને દઢતાપ્રધાન સદ્દગુણોના અંશો વધારે છે. જો કોમળતા પ્રધાન સદ્દગુણો, પહેલાં, સંપૂર્ણપણે ખીલવાયે જાય તો દઢતાપ્રધાન સદ્દગુણો ખીલવા

બહુ મુશ્કેલ પડે અને જો દૃઢતાપ્રધાન સદ્ગુણો, પહેલાં સંપૂર્ણપણે ખીલવાઈ જાય તો કોમળતાપ્રધાન સદ્ગુણો ખીલવવા બહુ કઠિન થઇ જાય. એટલા માટે સામાન્ય રીતે એકજ જાતિમાં ઓછામાં ઓછા ત્રણ જન્મો અને વધારેમાં વધારે સાત જન્મો લેવામાં આવે છે, એમ આ નિયમના સંશોધકો કહે છે. અલબત કોઇ એવા પણ શક્તિશાળી અને ઇચ્છાપ્રધાન આત્માઓ, વિશ્વમાં છે કે જેઓ વિકાસક્રમમાં અમુક સ્થિતિએ પહોંચ્યા પછી એકજ જાતિનાં શરીરો લેતા રહે છે. આવા ફેરફાર પણ પુનર્જન્મના નિયમના જ્ઞાનથી જ થઇ શકે છે.

જીવાત્મા પોતે સ્ત્રી નથી તેમ પુરુષ પણ નથી; તે આવા ભેદથી પર છે. પણ પોતાનામાં, ગુપ્તપણે રહેલી શક્તિ ખીલવવા માટેજ બંને જાતિનાં શરીરોનો તે ઉપયોગ કરે છે. જ્યારે જીવાત્મા ઉપરાઉપર અમુક જન્મો સુધી સ્ત્રીશરીર પસંદ કરે છે ત્યારે દરેક જન્મે તે શરીર ઉપર કોમળતાની છાપ વધતી જાય છે અને પછી જ્યારે તે શરીરની જાતિ બદલી, પુરુષશરીર લે છે ત્યારે, શરીર, પુરુષજાતિનું હોવા છતાં તેના ઉપર સ્ત્રીત્વની છાપ વધારે દેખાય છે. તેનો અવાજ, તેના હાવભાવ, તેનો ચહેરો, સ્ત્રીજાતિના અવાજ, હાવભાવ અને ચહેરાને વધારે મળતા આવે છે. એજ રીતે જીવ જ્યારે અમુક જન્મો સુધી પુરુષશરીરનો ઉપયોગ કર્યા પછી સ્ત્રીશરીર લે છે ત્યારે એ શરીરની આકૃતિ અવાજ, દાઢીમૂછના થોડા વાળ, કાર્યપદ્ધતિ પુરુષના જેવાં હોય છે. આવાં ઘણાં સ્ત્રીપુરુષો આપણે જગતમાં જોઈએ છીએ. આથી પણ પુનર્જન્મનો નિયમ સાબીત થાય છે. અને કોમળતાપ્રધાન અને દૃઢતાપ્રધાન સદ્ગુણોને સર્વાંશે ખીલવવા માટે અનેક જન્મો લેવાની જરૂર છે એમ સમજી શકાય છે.

સ્ત્રીશરીર સામાન્ય રીતે વૃત્તિપ્રધાન છે. પુરુષશરીર સામાન્ય રીતે વિચારપ્રધાન છે. પરંતુ જંગલી સ્થિતિનાં સ્ત્રીપુરુષોનાં શરીરો જોઈશું તો તેમના ચહેરામાં બહુ ફરક જણાશે નહિ; કેમકે તેમનામાં

વૃત્તિ કે વિચાર ખીલેલાં હોતાં નથી. પરંતુ જેમ જીવાત્મા સ્ત્રીશરીર અને પુરુષશરીર વારંવાર બદલતો જાય છે, તેમ તેમ વૃત્તિ અને વિચાર ખીલતાં જાય છે. આમ અનેકવાર જાતિ બદલતાં કોઈ દેહમાં વૃત્તિપ્રધાનતા વધી ગયેલી જણાય છે, તો કોઈ દેહમાં વિચારપ્રધાનતા વધેલી જણાય છે; પરંતુ આગળ ધપતાં એવી સ્થિતિ આવે છે કે જ્યારે વૃત્તિ અને વિચાર બંને સરખા પ્રમાણમાં ખીલેલાં હોય છે અને બંનેનું સમતોલપણું પ્રાપ્ત થાય છે. આ સ્થિતિએ પહોંચ્યા પછી જીવાત્માને બંને જાતિનાં શરીરો એક સરખાં ઉપયોગી થાય છે અને જે વખતે જે જાતિનું શરીર લોકસેવામાં વધારે જરૂરનું જણાય તે, તે લઈ લે છે.

સ્ત્રીપુરુષનાં લગ્ન પણ બંને જીવાત્માને તેમના વિકાસમાં મદદ કરવા માટે છે. ખરી રીતે, લગ્ન, વૃત્તિ અને વિચારનું થાય છે; કેમકે સ્ત્રીએ પોતાના પતિ સાથે રહી વિચાર ખીલવવાનો છે અને પુરુષે પોતાની પત્ની સાથે રહી વૃત્તિ ખીલવવાની છે. આ રીતે એક જન્મમાં બંને જાતિનો અનુભવ લેવાની તક, લગ્નપદ્ધતિથી પ્રાપ્ત થાય છે.

### અમુક દેશ અને અમુક કુટુંબમાં જન્મ કેમ થાય છે?

કોઈ એક જીવાત્મા માટે સ્થૂળશરીર પસંદ કરતી વખતે ચાર બાબતનો વિચાર કરવામાં આવે છેઃ—

**( ૧ ) વિકાસક્રમઃ**—જીવાત્મા જીવનવિકાસમાં કેટલો આગળ વધેલો છે તે પહેલું જોવામાં આવે છે. આ દૃષ્ટિએ, જીવાત્મા માટે એવું શરીર મેળવા આપવું જોઈએ કે જે દ્વારા જીવાત્મા નવો અનુભવ મેળવી શકે. માબાપો પણ એવાં શોધવાં જોઈએ કે જેઓ જોઈએ તેવા પ્રકારના શરીરને જન્મ આપી શકે. વિકાસક્રમની દૃષ્ટિએ જગતના ઘણા ભાગો એવા છે જ્યાં ઘણી સ્થિતિના જીવો માટે યોગ્ય સ્થૂળશરીર મળી શકે.

**( ૨ ) કર્મઃ**—જીવાત્માને, તેના વિકાસમાં સાધનરૂપ થાય તેવું શરીર મળવું જોઈએ. પણ તે સાથે જીવાત્માએ ગતસ્થૂલસૂક્ષ્મશરીરોથી કરેલાં કર્મોનું સારુંમાઠું ફળ જ્યાં મળી શકે એવા પ્રદેશમાં તેને સ્થૂલ

શરીર મળવું જોઇએ. આ રીતે જીવાત્માનાં પ્રારબ્ધકર્મો વિકાસક્રમથી મળી શકતા ક્ષેત્રને સંકુચિત કરી નાખે છે. પ્રારબ્ધકર્મ, જીવાત્મા માટેનું શરીર અમુક જાતના સંયોગોવાળાં પ્રદેશ, કોમ, શહેર કે ગામમાં પસંદ કરાવે છે. આ ક્ષેત્ર પણ આગળ જતાં સાંકડું થઇ જાય છે.

**(૩) ઋણાનુબંધઃ**—વિકાસક્રમ નવા અનુભવની દૃષ્ટિએ શરીર પસંદ કરવાનું સૂચવે છે. પ્રારબ્ધકર્મ સુખદુઃખ ભોગવવાની દૃષ્ટિએ શરીરની પસંદગી કરવાનું કહે છે. પણ ઋણાનુબંધ આ બંનેને જણાવે છે કે "તમારૂં બંનેનું કહેવું ખરૂં છે. પણ જે જીવાત્મા માટે સ્થૂળશરીર પસંદ કરવાનું છે તે ભૂતકાળમાં અને ગતજન્મોમાં જે જીવાત્માઓના સ્થૂળ સંબંધમાં હતો તેઓમાંથી જેઓને સ્થૂલશરીર હોય અને જેઓની સાથે માતાપિતા અને પુત્ર-પુત્રી ભાવવાળો ઋણાનુબંધ ઘડાયો હોય ત્યાંજ તેને માટે સ્થૂળશરીર મળવું જોઇએ, કે જેથી બાળકના જન્મથી 'આ અમારૂં બાળક છે' એવું મમત્વ સહજ ઉત્પન્ન થાય અને જીવાત્માને તેના શરીર-ઉછેરમાં સ્વાભાવિક રીતે સગવડ મળી જાય. આ રીતે ઋણાનુબંધથી સ્થૂલશરીરના જન્મનું ક્ષેત્ર અમુક માતાપિતાના ઘર જેટલુંજ નાનું થઇ જાય છે અને અમુક અનુભવની તકો, અમુક તકો, અમુક સગવડો, અમુક અગવડો, અમુક સ્વભાવના કુટુંબીઓનો સંબંધ જીવાત્માને મળે છે.

જ્યાં સુધી જીવાત્મા પૂર્ણતાની નજદીક પહોંચતો નથી ત્યાંસુધી તેનું સ્થૂલશરીર ઉપરની ત્રણ બાબતોનો વિચાર કરીને જન્મલેવાનું નક્કી કરે છે. પરંતુ જ્યારે તે પૂર્ણતાની નજદીક પહોંચે છે ત્યારે તેને માટેનું સ્થૂલશરીર કોઇ નવીજ દૃષ્ટિએ નક્કી કરવામાં આવે છે.

**(૪) જગતની જરૂરીયાતઃ**—જગતના પેગંબરો, મહાત્માઓ, ઋષિમુનિઓ, ધર્મસ્થાપકો, સંસ્કૃતિસ્થાપકો, પ્રજાઉદ્ધારકો, માટેનું સ્થૂલ શરીર પસંદ કરવામાં તે જીવાત્માનાં વિકાસ, પ્રારબ્ધકર્મ અને ઋણાનુબંધ ગૌણ બને છે અને **જગતની જરૂરીયાત** મુખ્ય બને છે.આનેજ

લીધે ઘણા મહાન સ્ત્રીપુરુષોનો જન્મ ગમે તેવા અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોમાં, ગમે તેવા સામાન્ય કે અસામાન્ય માતાપિતાને ત્યાં થયેલો જોવામાં આવે છે.

કોઇપણ જીવાત્માને તેનું સ્થૂલશરીર આકસ્મિક રીતે મળી જતું નથી; પણ તે યોજનાપૂર્વક આપવામાં આવે છે. તેમાં **વિકાસક્રમ**:- The Law Of Evolution, **કર્મ**- The Law Of Justice **ઋણાનુબંધ**-The Law Of Attraction and Repulsion અને **જગતની જરૂરીયાત**-The Law of Universal Necessity આ ચાર કુદરતના નિયમોનો વિચાર કરવામાં આવે છે.

## જન્મો ઓછા કરી શકાય કે?

જેમ કોઇ મનુષ્યને મુંબઇથી દીલ્હી જવું હોય તો તે પગે ચાલીને અથવા બળદગાડીમાં બેસીને, અથવા ઘોડા પર, અથવા રેલ્વે રસ્તે, અથવા ઍરોપ્લેનથી, તેની શક્તિ અને સાધનોના પ્રમાણમાં જઇ શકે છે અને એ રીતે વહેલો મોડો દીલ્હી પહોંચી જાય છે; તેમ કોઇ પણ મનુષ્ય, જગતભરના વિકાસ સાથે ઘસડાતો ઘસડાતો, અથવા નીતિ-પરાયણતાની મદદથી, અથવા નીતિની સાથે ભક્તિના સાધનથી, અથવા નીતિ, ભક્તિ, અને જ્ઞાનના સાથથી, અથવા નીતિ, ભક્તિ, જ્ઞાન અને સેવાની સહાયથી, અથવા આ ચારે સાથે યોગાભ્યાસથી, અથવા આ પાંચેના ઉપયોગ સાથે કોઇ પૂર્ણપુરુષનો શિષ્ય બનીને વહેલો મોડો પૂર્ણતાએ પહોંચે છે.

જેમ મુંબઇથી દીલ્હી જનાર માણસ પોતાની શકિત અને સાધનો વધારીને તેમજ વધારે ગતિવાળાં સાધનો વાપરીને એક સાધન કરતાં બીજા સાધનથી વહેલો દીલ્હી પહોંચી જાય છે; તેમ મનુષ્યમાં રહેલી પ્રભુતા પ્રકટાવવાનાં, પૂર્ણતા પ્રાપ્ત કરવાનાં એક કરતાં વધારે સાધ-નોની, અને તદુપરાંત જેમણે પૂર્ણતા પ્રાપ્ત કરી છે એવા મહાત્માની મદદથી, મનુષ્ય, ખુબ વહેલો પૂર્ણતાએ પહોંચે છે, અને એ રીતે ઘણા જન્મો ઓછા કરે છે.

## તણાતા મનુષ્ય કરતાં તરનાર મનુષ્ય આગળ જાય છે.

કોઇ માણસ પહાડ પરથી વહી આવતી નદીમાં તણાતો જતો હોય તો તે પાણીના વહનની ગતિથી જ ખેંચાતો જાય છે. પણ જો કોઇ માણસ તેજ નદીમાં તરવા પડ્યો હોય તો તે હાથથી હલેચા મારતો, નદીના વેગ કરતાં વધુ વેગે આગળ ચાલ્યો જાય છે. એજ રીતે સામાન્ય મનુષ્ય જગતભરના વિકાસ સાથે ધીમે ધીમે આગળ વધ્યો જાય છે અને તે પોતે આગળ વધે છે તેનું ભાન પણ રહેતું નથી. પણ જે મનુષ્ય પોતાનો વિકાસ પોતાના હાથમાં લે છે, સાવધાન જીવન ગુજારે છે, પોતાનાં શક્તિ, સાધનો, સંયોગો, સંબંધ અને સમયનો સારામાં સારો ઉપયોગ કરે છે, તે, સામાન્ય વિકાસની ગતિના કરતાં અનેકગણી ગતિથી તર્યો જાય છે અને પછી તરવાના કરતાં ગુરુદેવરૂપી મૉટાર લોંચની મદદથી સંસારરૂપી નદીની બહાર થોડા જન્મોમાં નીકળી જાય છે.

## દેશી આંબો અને કલમી આંબો.

ગોટલો વાવીને તેમાંથી આંબો ઉછેરવો હોય અને તેનું ફળ ચાખવું હોય તો તેની કેરી ખાવા પહેલાં આઠ દશ વર્ષ કાઢી નાંખવાં જોઇએ; પણ જો એક ગોટલો વાવી તેમાંથી એકાદ વર્ષનું બાટું ઉછેરી, કોઇ જાતવાન આંબાની પાતળી ડાળ સાથે, તેની કલમ બાંધવામાં આવે અને કલમ પાકતાં તે ડાળ કાપી લઇ, કલમને જમીનમાં રોપવામાં આવે અને કલમ ફોળી જતાં બાટાની ડાળી કાપી લેવામાં આવે અને કલમને સંભાળવામાં આવે તો ત્રણ વર્ષમાં તેની કેરી ચાખવાનો વખત આવે. આજ રીતે જો કોઇ જિજ્ઞાસુ મુમુક્ષુ કોઇ મહાત્માનો શિષ્ય બની તેમની સાથે એકરૂપ થઇ જાય તો તે થોડા જન્મોમાં પૂર્ણપુરુષ થઇ જાય.

પુનર્જન્મનો નિયમ જીવાત્માને તેના વિકાસમાં સહાય કરવા માટે છે; અડચણો ઉભી કરવા માટે નથી. એટલે જો કોઇ મનુષ્ય આ નિયમને બરોબર સમજી તેનો ઉપયોગ કરે તો ઘણા ઓછા જન્મોમાં પૂર્ણતા પ્રાપ્ત કરે.

## એક અને બીજા જન્મ વચ્ચેનું અંતર કેટલું ?

જંગલી તથા અર્ધજંગલી સ્થિતિના મનુષ્યમાં વૃત્તિ અને વિચાર ખીલેલાં હોતાં નથી એટલે તે મોટે ભાગે સ્થૂલશરીરનું જીવન જીવે છે. મૃત્યુ પછી બહુ થોડાં વર્ષ વાસનાભૂમિકા પર રહી, તે નવું સ્થૂલશરીર લે છે. સામાન્ય મનુષ્યમાં સ્વાર્થીવૃત્તિ તથા વિચાર ખીલવા માંડયાં હોય છે એટલે તે સ્થૂલશરીરના જીવન ઉપરાંત વાસના તથા વિચારભૂમિકાનું જીવન, અજાણપણે જીવે છે. એટલે તે મરણ પછી થોડાં વધારે વર્ષો વાસનાભૂમિકા પર અને થોડાં વર્ષો વિચારભૂમિકાની નીચલી ઉપભૂમિકાપર ગાળી, નવું સ્થૂલશરીર લેવા પાછો ફરે છે. સંસ્કારી મનુષ્યમાં સ્થૂલશરીર, વાસનાશરીર તથા વિચારશરીર ઠીકઠીક તૈયાર થયાં હોય છે એટલે તે આ લોકમાં રહ્યા છતાં, ઉપરની બંને ભૂમિકાનું જીવન પણ સારા પ્રમાણમાં, પણ અજાણપણે જીવે છે. મરણ પછી તે થોડો જ સમય વાસનાભૂમિકાપર રહી બસોથી પાંચસો વર્ષ વિચારભૂમિકાપર પસાર કરી કારણભૂમિકાએ પહોંચે છે અને પછી નવું સ્થૂલશરીર લેવા પ્રેરાય છે. સંસ્કારી ઉપરાંત ભક્તિપ્રધાન કે જ્ઞાનપ્રધાન કે સેવાપ્રધાન કે યોગપ્રધાન મનુષ્ય, કે જે, કોઈ મહાપુરુષના સંબંધમાં પણ આવેલો છે તે, વાસનાભૂમિકાની ઉપલી ઉપભૂમિકા પર થોડો સમય રહી વિચારભૂમિકા તથા કારણભૂમિકા પર એક હજારથી લગભગ અઢી હજાર વર્ષો રહે છે.

આ સ્થૂલ જગતની માફક વાસનાજગત પણ વસેલું છે. અને વાસનાજગતની માફક વિચારજગત પણ વસેલું છે. આ દરેક ભૂમિકાપર વિકાસનાં સઘળાં સાધનો છે. વાસનાભૂમિકાની નીચલી ઉપભૂમિકાઓ પર દુર્ગુણી લોકોને મુશ્કેલી ભોગવવી પડે છે. સદ્‌ગુણી લોકો આ નીચલી ઉપભૂમિકામાંથી અસાવધપણે પસાર થઈ જાય છે અને તેની ઉપલી ઉપભૂમિકાપર, પોતાનો વિકાસ સુખેથી આગળ ધપાવે છે. સ્થૂલભૂમિકા ઉપર મેળવેલા અનેક પ્રકારના અનુભવોને અનેક શક્તિમાં બદલી નાખતાં તેને વિચારભૂમિકા પર ઘણો સમય લાગે છે. આમ

હોવાથી એક અને બીજા જન્મ વચ્ચેનું અંતર કોઇપણ બે મનુષ્યો માટે એકસરખું ભાગ્યેજ હોય છે; કેમકે, સામાન્ય રીતે, આ અંતરનો આધાર આ ભૂમિકામાં મનુષ્યની સ્થિતિ, તેનાં વૃત્તિ, વિચાર વર્તન અને સ્વભાવ, મરણ પછીની દરેક ભૂમિકા પરની તેની સ્થિતિ અને વર્તનના પર રહેલો છે. આ ઉપરાંત આ અન્તરના સંબંધમાં બીજી પણ બાબતોનો વિચાર કરવાનો રહે છે. દાખલા તરીકે अ અને ब આ જન્મમાં સાથે છે. અને એ બંનેએ પરસ્પર એવી જાતનો ઋણાનુબંધ ખીલવ્યો છે કે જેથી તેમને જલદી પરસ્પરના સંબંધમાં આવી અમુક કર્મોની પતાવટ કરવાની રહે છે; પરંતુ તે બંનેનાં વિકાસ વર્તન અને સ્વભાવ એવા પ્રકારનાં છે કે તેઓને ફરીથી આ ભૂમિકા ઉપર સ્થૂલ શરીરમાં સાથે હોવાને સેંકડો વર્ષ લાગે તેમ છે; તો अ અને ब પૈકી જે વહેલો મરણ પામે તેને, કર્મદેવતા આ ભૂમિકાપર રહેલાના કુટુંબમાં જલ્દી જન્મ આપી અમુક કર્મો પતાવી દેવાની તક આપે છે. આ સીવાય જ્યારે કોઇ મનુષ્ય પોતાનાં ત્રણે શરીરોને શુદ્ધ કરી તેનો અનુભવ લેવાના અને સેવા કરવાના સાધન તરીકે ઉપયોગ કરે છે; અથવા પોતે નિષ્કામભક્તિ, નિષ્કામકર્મ કરે છે; અથવા યોગનો અભ્યાસ કરી ભૂતાત્મા અને જીવાત્માનું ઐક્ય સાધે છે; અથવા કોઇપણ મહાત્માનો શિષ્ય બને છે; ત્યારે તે મરણ પછીની ભૂમિકાઓ ઉપર વધારે સમય નહિ રહેતાં જલદીથી નવું સ્થૂલશરીર લે છે અને ઈશ્વરી યોજનામાં યથાશક્તિ સહાય કરે છે, અથવા તો વિચાર અને કારણભૂમિકાપર બે અઢી હજાર કરતાં પણ વધારે વર્ષો સુધી ત્યાં જાગ્રતજીવન ગુજારે છે.

જ્યારે નાનું બાળક મરણ પામે છે ત્યારે તે જલ્દીથી નવું શરીર ધારણ કરે છે. તેને ફરીથી વાસના તથા વિચાર ભૂમિકા ઉપર લાંબો સમય રહેવું પડતું નથી.

## મનુષ્યદેહ લીધા પછી ભૂતાત્માને નીચલા વર્ગનું શરીર ધારણ કરવું પડે ખરૂં ?

કોઇ એક શાળાનો ઉંચા ધોરણનો વિદ્યાર્થી બહુ તોફાન કરતો

હોય તો શિક્ષક તેને નીચેના કોઇ ધોરણમાં જઇને ઉભા રહેવાની શિક્ષા કરી શકે અથવા તેને, તે જે ધોરણમાં હોય તેમાંજ અમુક વર્ષ રહેવાની ફરજ પાડી શકે. પરંતુ તેણે જે જ્ઞાન અને અનુભવ મેળવ્યાં છે, તે પાછાં લઇ શકે નહિ કે ઓછાં કરી શકે નહિ. શિક્ષા પૂરી થતાં તે વિદ્યાર્થી પહેલાં હતો તેજ ધોરણમાં બેસે અને તેની પરીક્ષા આપે. ફરીથી નીચલા ધોરણની પરીક્ષા આપવાનું તેને કોઇ કહી શકે નહિ. એજ રીતે ખનિજ, વનસ્પતિ અને પશુ વર્ગમાંથી પસાર થતાં જે અનુભવ થયેલો છે, અને પછીથી મનુષ્યવર્ગમાં જે અનુભવ, જીવાત્માએ, ભૂતાત્માદ્વારા મેળવ્યો છે તે કોઈ તેની પાસેથી ખેંચી લઇ શકતું નથી. પરંતુ જો કોઇ ભૂતાત્મા માનવતા ખીલવવાને બદલે પાશવતા વધારતો જાય તો તેને મનુષ્યની હલકી કોટિના કોઇ શરીરરૂપ કેદખાનામાં શિક્ષા ભોગવવા જરૂર જવું પડે. પરંતુ જ્યારે તે ભૂતાત્મા એ શિક્ષા ભોગવી લે, ત્યારે, એ હલકી કોટિના શરીરમાં આવવા પહેલાં વિકાસમાં જ્યાં હતો ત્યાં જ પાછો જાય અને તે તુર્ત પાછો મનુષ્ય-શરીર જ લે; બીજું નહિ.

## અહલ્યા શિલા થઈ પણ શિલા પછી ?

હિંદુશાસ્ત્રમાં દાખલો અપાયેલો છે કે ઋષિપત્ની અહલ્યા પોતાના પતિના શાપથી શિલા થઇ હતી. પણ ભગવાન રામચંદ્રજી એ શિલા ઉપર થઇને પસાર થયા એટલે તે પાછી અહલ્યાજ થઇ એટલે કે તેમનું સૂક્ષ્મશરીર, શિલાના સૂક્ષ્મ ભાગથી છૂટું પડયું અને તેણીએ પોતાનો વિકાસ મનુષ્ય તરીકેજ આગળ ચલાવ્યો. તેને ફરીથી મનુષ્ય થવા માટે જુદાં જુદાં ચઢીયાતાં ખનિજો, એક પછી એક ચઢીયાતી વનસ્પતિ, એક પછી એક ચઢીયાતાં પશુઓ અને પછી જંગલી, અર્ધજંગલી, મજુર વગેરે સ્થિતિમાંથી પસાર થવું પડયું નહિ. પણ વિકાસમાં પોતે જે સ્થિતિએ પહોંચેલી હતી ત્યાંજ ઉભી રહી.

## નળકુબેર અને મણિગ્રીવ.

નળકુબેર અને મણિગ્રીવ એ બે દેવકોટિના જીવો હતા. શાપથી

તેઓ વૃક્ષ થયા હતા. પણ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ બાલ્યાવસ્થામાં ભાંખોડીયાભર ચાલતા એ બે વૃક્ષોની પાસે ગયા ત્યારે એ બંને વૃક્ષો પડી ગયાં અને બંને દેવદૂતોનાં સૂક્ષ્મશરીરો વૃક્ષથી છૂટાં થયાં અને તેઓ પાછા દેવલોકમાંજ ગયા. આવાં અનેક દૃષ્ટાન્તો જુદાંજુદાં ધર્મ-પુસ્તકોમાંથી મળી આવે છે.

## શિક્ષા એ વાસ્તવિકતા નથી

કોઇ એક પૈસાદાર બંગલાવાસી ગૃહસ્થે કોઇ ગુન્હો કર્યો હોય તો તેને અમુક વર્ષની કેદની અને વખતે કેદ સાથે દંડની પણ શિક્ષા ભોગવવી પડે. પણ તે શિક્ષા ભોગવી લીધા પછી તે પાછો પોતાના બંગલામાંજ આવી રહે. તેને કોઇ એમ ન કહી શકે કે તમે જેઇલમાં રહ્યા છો માટે હવે બંગલામાં રહી શકો નહિ; કેમકે શિક્ષા એ વાસ્તવિકતા નથી.

## પશુશરીર લઇ, લીધેલું વેર

કાઠીયાવાડના અમુક ગામમાં અમુક વર્ષો પહેલાં બનેલો એક બનાવ નીચે મુજબ છેઃ—

અમુક જ્ઞાતિના બે સગા ભાઇઓ હતા. તેમને ગીરાસની થોડી જમીન હતી. તે જમીન સુવાંગ રાખવા માટે મોટા ભાઇએ નાના ભાઇને કોઇ ઔષધિ ખવરાવી, તેથી નાનો ભાઈ લાંબો સમય માંદો રહી મરણ પામ્યો. પણ મરતાં પહેલાં નાના ભાઇને ખબર પડી કે તેના મોટા ભાઇએ ગીરાસની જમીન સુવાંગ રાખવા માટે તેને કંઈક ખવરાવ્યું છે, તેથી ને મરણ પથારીએ પડ્યો છે. મરતી વખતે તેણે તેના મોટા ભાઇને કહ્યું કે તમે ગીરાસને ખાતર મારૂં કાસળ કાઢો છો, પણ યાદ રાખજો કે હું હડકાયો નાર થઇ આનું વેર લઇશ.

નાના ભાઇના મરણ પછી અમુક વખતે તે ગામથી પંદર વીશ ગાઉ આવેલી સીમમાં એક નાર (વરૂ) હડકાયો થયો, એટલે આ ભાઇના પ્રેતલોકવાસી ભૂતાત્માએ એ નારના શરીરનો કાબુ લઇ તેને પોતાનો મોટો ભાઈ જ્યાં રહેતો હતો તે ગામ દોડાવી ગયો. મોટા ભાઇની સ્ત્રી

નદીએ ન્હાતી હતી ત્યાં જઇ તેને તે નાર કરડયો. ગામમાં જતાં બજારે મોટો ભાઇ ઉભો હતો તેને પણ તે કરડયો. મોટો ભાઇ રહેતો હતો તે ઘરે જઇ તેની ભેંસ તથા ઘોડીને તથા તેનો છોકરો ઘરે હતો તેને પણ કરડયો. પછી ત્યાંથી નાસી પાછો જે સીમમાં તે રહેતો હતો ત્યાં તે નાર આવી પહોંચ્યો અને ત્યાં લોકોએ તેને મારી નાંખ્યો. મોટાભાઈનું આખુ કુટુંબ અને ભેંસ તથા ઘોડી હડકવાથી નાશ પામ્યાં. આ વાત કાઠીયાવાડના અમુક ગામોમાં જાણીતી છે.

પ્રેતલોકવાસી ભૂતાત્માએ, સર્પના શરીરનો ઉપયોગ કરીને આ લોકવાસી કોઇ સંબંધીને સતાવવાના દાખલાઓ પણ આવી બાબતોની તપાસ કરનારને મળી આવે તેમ છે.

## સત્ય હકીકત શું છે ?

જે લોકો એમ માને છે કે મનુષ્ય નીચલા વર્ગમાં પણ જન્મ લે છે તેઓ દેહદષ્ટિએ સાચા છે અને જેઓ એમ કહે છે કે જે જીવાત્માએ મનુષ્યકોટિ સુધીનો અનુભવ લીધો છે, તેને પછી નીચેની કોટિનો અનુભવ લેવો પડતો નથી, તેઓ પણ જીવનદષ્ટિએ સાચા છે. આ બંને દષ્ટિ સમજવામાં આવે તો પછી "હલકી કોટિમાં જન્મ થાય છે અને થતો નથી" એવો આગ્રહ કે બદ્ધમત રાખવાની જરૂર રહે નહિ.

પુનર્જન્મનો નિયમ સારી રીતે સમજવા માટે મનુષ્ય માત્રમાં, જુદી જુદી ભૂમિકા ઉપર, જીવન કઈ રીતે કાર્ય કરી રહ્યું છે તે સમજવાની જરૂર છે.

## આત્મા, જીવાત્મા અને ભૂતાત્માની સવિશેષ સમજણ

'હું ચંદ્રકાન્ત છું, હિંદુ છું, બ્રાહ્મણ છું, શિવભકત છું, ગ્રૅજ્યુએટ છું, ચાર ભાષા જાણું છું, કૉલેજમાં પ્રોફેસર છું, મોટા કુટુંબનો કુલપતિ છું, સગાં સંબંધીવાળો છું, સર્વપ્રકારે સુખી છું. અથવા હું મનહરકુમાર છું, હિંદુ છું, વૈષ્ણવ છું, ગુજરાતી ભાષા જાણું છું, ગામડામાં વેપાર કરૂં છું, કુટુંબમાં બીજું કોઇજ નથી,

**અનેક** રીતે દુઃખી છું.' આમ માનીને જીવનાર મનુષ્ય **ભૂતાત્મા** તરીકે કાર્ય કરે છે એમ સમજવું.

"નામ, રૂપ, રંગ, જાતિ, કોમ, દેશ, ધર્મના ભેદોનો સંબંધ શરીર સાથે છે. જેને હું 'હું' કહું છું તે આ સર્વથી પર છે. શરીરનો નાશ થતાં આ 'હું' નો નાશ થતો નથી. આવો 'હું' સૌ કોઈ મનુષ્યમાં છે" એમ સમજી સૌ કોઈની સાથે નીતિથી પ્રેમથી સહકારથી, સદા, સર્વથા અને સર્વત્ર જીવન ગુજારનાર મનુષ્ય **જીવાત્મા** તરીકે કાર્ય કરે છે એમ સમજવું.

"જીવાત્માના **અહમ્**નો ઉપયોગ કરનાર, છતાં તે **અહમ્**થી પર રહી, અહમ્‌ને શક્તિ આપનાર **અનંત જીવન** એ હું છું." એમ સમજી સૌ કોઈમાં અનંતનું દર્શન કરનાર વ્યક્તિ **આત્મા** તરીકે કાર્ય કરે છે. એમ સમજવું.

આત્મા, જીવાત્મા અને ભૂતાત્માનો ભેદ સમજવા માટે નીચેનો કોઠો ઉપયોગી થશેઃ—

## ભૂતાત્મા, જીવાત્મા અને આત્માની ઓળખ.

| ભૂતાત્મા (અહંભાવ) | જીવાત્મા (નાહંભાવ) | આત્મા (સોઽહંભાવ) |
|---|---|---|
| શરીર, વૃત્તિ અને વિચારમાં રમે છે. | જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા ખીલવે છે. | સચ્ચિદાનંદ રૂપે રહે છે. |
| મેળવવામાં માને છે. | વહેંચી લેવામાં માનેછે. | અર્પણ કરવામાં માને છે. |
| જુવે છે. | જાણે છે. | જીવે છે. |
| ડગલે ને પગલે બંધાય છે. | મુક્ત થવા પ્રયત્ન કરે છે. | મુક્ત જ છે. |
| ભુતકાળપ્રધાન છે, | ભવિષ્યકાળપ્રધાન છે. | અનંતવર્તમાન પ્રધાન છે. |
| રૂઢિવાદી છે. | આશાવાદી છે. | સત્યવાદી છે. |
| 'જગત્ મારે માટે છે' એમ માને છે. | 'હું જગત્ માટે છું' એમ સમજે છે. | 'હું અને જગત્ એકજ છીએ' એમ અનુભવેછે. |

| | | |
|---|---|---|
| પોતાનાજ સુખનો વિચાર કરે છે | બીજાને સુખી કરવા મથે છે. | દુઃખ અને સુખને આનંદમાં ફેરવી નાંખે છે. |
| સામાન્ય મનુષ્ય છે. | મુમુક્ષુ છે. | મહાત્મા છે. |
| પ્રભુને ત્રીજા પુરુષરૂપે ભજે છે. | પ્રભુને બીજા પુરુષરૂપે ભજે છે. | પ્રભુને પહેલા પુરુષરૂપે ભજે છે. |
| **तस्यैवाऽहम्** | **तवैवाऽहम्** | **त्वमेवाऽहम्** |

આ કોઠાનો અભ્યાસ કરનાર મનુષ્ય પોતે, ભૂતાત્માપ્રધાન છે કે ભૂતાત્મા—જીવાત્માપ્રધાન છે કે, જીવાત્મા—આત્માપ્રધાન છે કે આત્મભાવની નજદીક ગયો છે તે જોઈ શકશે. અને ભૂતાત્માભાવથી જીવભાવમાં અને જીવભાવમાંથી આત્મભાવમાં પહોંચવા માટે કેવું જીવન થવું જોઈએ તે અને આવું જીવન એકજ જન્મમાં થઈ શકતું નથી માટે પુનર્જન્મની જરૂર છે એ સમજી શકશે.

મનુષ્ય તેની સામાન્ય અવસ્થામાં મોટે ભાગે ભૂતાત્મારૂપે,—જીવાત્માના એક કિરણરૂપે, દેહતાદાત્મ્યથી રહે છે એટલે તેનો સાક્ષાત્કાર તો સૌ કોઈને છે પણ જીવાત્મા તથા આત્માના સાક્ષાત્કારની રીતિ જાણવાની જરૂર છે.

## જીવાત્માનો સાક્ષાત્કાર.

જેમ ઝભ્ભો, ખમીસ, કફની, કોટ, શરીર ઢાંકવાનાં સાધનો છે, અને તેના વિના શરીર ટકી શકે છે, તેમ જીવાત્માને નીચલી ત્રણ ભૂમિકાનો અનુભવ લેવા માટે, ભૂતાત્મા પણ એક સાધન છે, અને તેના વિના જીવાત્મા રહી શકે છે. શરીરનાં રૂપ, રંગ, જાતિ, ધર્મનું બંધન જીવાત્માને નડતું નથી; કેમકે એ સૌથી, તે પર છે. આ જીવાત્માનો સાક્ષાત્કાર કરવા માટે નીચેનો પ્રયોગ ઉપયોગી થાય તેમ છે:—

સવારમાં, સૂર્યોદય પહેલાં, ચોખ્ખાઈની દૃષ્ટિએ સ્નાન કરી, ચોખ્ખાં કપડાં પહેરી, ચોખ્ખી જગ્યા પર શાન્ત બેસવું; શરીરની સઘળી ઈન્દ્રિયોને શાન્ત કરી દેવી. દરેક જ્ઞાનેન્દ્રિય તથા દરેક કર્મે-

ન્દ્રિયને એટલે આંખ, કાન, નાક, જીભ અને ચામડી તથા હાથ, પગ, વાક, ઉપસ્થ અને પાયુને એક પછી એકને ખોટી પડેલી કલ્પવી. આ સઘળી ઇન્દ્રિયો વગર પણ પોતે રહી શકે છે, એવો જાતઅનુભવ કરવો. ત્યારબાદ હૃદયમાં ઉત્પન્ન થતી રાગદ્વેષની સઘળી વૃત્તિઓને શાન્ત કરી દેવી અને તેના વિના પણ પોતે રહી શકે છે તેવો અનુભવ લઈ લેવો. પછી મનમાં ઉઠતા સઘળા વિચારોને બીલકુલ શાન્ત કરી દેવા અને પોતે ખાત્રી કરી લેવી કે પોતે વિચારોથી પણ પર છે અને તેના વિના પણ જીવી શકે છે. એટલે પ્રયોગ કરતાં ખાત્રી થશે કે જીવાત્મા પોતે જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા-રૂપ છે. તેની ક્રિયાશક્તિ ખીલવવા અને તેનો ઉપયોગ કરવા માટે તેમજ તેને સ્થૂલ શરીરની જરૂર છે, તેની ઇચ્છાશક્તિ ખીલવવા અને તેનો ઉપયોગ કરવા માટે તેને વૃત્તિશરીરની જરૂર છે અને તેની જ્ઞાનશક્તિ ખીલવવા અને તેનો ઉપયોગ કરવા માટે તેને વિચાર શરીરની જરૂર છે. આ શક્તિઓ એકજ જન્મમાં ખીલવી શકાતી નથી, માટે તેને પોતાના ભૂતાત્મારૂપ સાધનદ્વારા અનેક વખત આ ત્રણે શરીરો ધારણ કરવાં પડે છે.

## આત્માનો સાક્ષાત્કાર

ભૂતાત્મા, જેમ નીચેની ત્રણ ભૂમિકા: સ્થૂલભૂમિકા, વૃત્તિભૂમિકા અને વિચારભૂમિકાનો અનુભવ લેવા માટેનું જીવાત્માનું સાધન છે, તેમ ઉપરની વિવેકભૂમિકા, આન્તરજ્યોતિભૂમિકા અને નિરહંકારભૂમિકા અથવા અભેદભૂમિકાનો અનુભવ લેવા માટે જીવાત્મા પણ આત્માનું સાધન છે. વળી જેમ સ્થૂલશરીર, વૃત્તિશરીર અને વિચારશરીરને શુદ્ધ કરી શાન્ત કરવાથી જીવાત્માનો સાક્ષાત્કાર થઈ શકે છે તેમ જીવા-ત્માની ક્રિયા, જ્ઞાન અને ઇચ્છાશક્તિનો નિઃસ્વાર્થ સેવામાં ઉપયોગ સત્, ચિત્, અને આનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે. આ સાક્ષાત્કારના અનેક ઉપાયો છે: (૧) સમભાવવાળો આન્તર-રાષ્ટ્રિયભાવ ખીલવવો; (૨) નિઃસ્વાર્થ સેવાવાળો સમાજભાવ ખીલ-

વવો–વસુધાને કુટુંબરૂપ બનાવવી; (૩) સૌ કોઈમાં પ્રભુનું દર્શન કરી સદા, સર્વથા અને સર્વત્ર તેનું સાન્નિધ્ય અનુભવવું; (૪) ધારણા, ધ્યાન અને સમાધિનો ગુરુદ્વારા અભ્યાસ કરવો. આ અનુભવ માટે પણ આત્માને જીવાત્મા અને તેના સાધન ભૂતાત્મા દ્વારા અનેક વાર સ્થૂલ શરીર લેવાની જરૂર પડે છે.

## જીવાત્માની ચાર અવસ્થા.

સ્થૂલશરીરની બાલ્યાવસ્થા, યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા અને વૃદ્ધાવસ્થા અથવા અનુભવી અવસ્થા એવી ચાર અવસ્થા છે. તેમ જીવાત્માની પણ બાલ, યુવાન, પ્રૌઢ અને અનુભવી એવી ચાર અવસ્થા છે. જીવાત્માની બાલ્યાવસ્થા એટલે જંગલી, અર્ધજંગલી અને મજૂરકોટિનું જીવન; જીવાત્માની યુવાવસ્થા એટલે હુન્નર, ઉદ્યોગ અને વેપાર વૃત્તિવાળું જીવન, જીવાત્માની પ્રૌઢાવસ્થા એટલે લોકવ્યવસ્થા, લોકરક્ષા અને લોકસેવાવૃત્તિવાળુ જીવન; અને જીવાત્માની અનુભવી અવસ્થા એટલે ત્યાગ અને નિઃસ્વાર્થ વૃત્તિવાળુ સેવામય અને પ્રભુમય જીવન. આ ચાર અવસ્થામાંથી પસાર થવા માટે જીવાત્મા સેંકડો વખત સ્થૂલશરીર બદલે છે.

## વર્ણાશ્રમનો સંબંધ.

વર્ણાશ્રમનો સંબંધપણ પુનર્જન્મના નિયમથી જ સમજી શકાય છે. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમનો સંબંધ સ્થૂલશરીરની ચાર અવસ્થા સાથે છે. જ્યારે શુદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ અથવા સેવક, પોષક, રક્ષક અને શિક્ષક એવા ચાર વર્ણોનો સંબંધ જીવાત્માની ચાર અવસ્થા સાથે છે. 'વર્ણાશ્રમ' માત્ર હિંદુ કોમને જ લાગુ પડે છે, એમ નથી. પણ તે આખી માનવજાતિને લાગુ પડે છે. કોઈ એવી પ્રજા કે કોઈ એવો દેશ નથી કે જ્યાં સેવક, પોષક, રક્ષક અને શિક્ષક વર્ગના લોકો ન હોય, તેમ કોઇ એવો મનુષ્ય નથી કે જે સામાન્ય રીતે ઉપરના ચાર આશ્રમ

પૈકી એકમાં ન હોય. આ રીતે વર્ણાશ્રમવ્યવસ્થા વૈજ્ઞાનિક દૃષ્ટિએ રચાયેલી છે અને તેને કોઈ અમુક જ કોમ કે ધર્મની સાથે સંબંધ નથી.

શરીરની અને જીવનની સંપૂર્ણ સુધારણા માટે અનેક જન્મોની જરૂર છે, એમ, વર્ણાશ્રમના અભ્યાસીને પણ જણાયા વિના રહેશે નહિ.

## માબાપો અને બાળકો.

બાલ્યાવસ્થા અને યુવાવસ્થાવાળા જીવાત્મા માટે સ્થૂલશરીર ક્યાં આપવું અને કેવું આપવું તે કર્મદેવતા નક્કી કરે છે. પણ જ્યારે જીવાત્મા પ્રૌઢાવસ્થાએ પહોંચે છે ત્યારે તેને માટેનું સ્થૂલશરીર નક્કી કરવામાં તેનો પણ અભિપ્રાય લેવામાં આવે છે અને જ્યારે તે અનુભવી અવસ્થાએ પહોંચે છે ત્યારે પોતાને માટેનું સ્થૂલશરીર પોતે જ પસંદ કરે છે. આમ હોવાથી માબાપો પોતે ઇચ્છે તેવા જીવાત્મા માટે સ્થૂળ-શરીરને જન્મ આપી શકતાં નથી. પણ જો તેઓ પોતાની આસપાસ સારા સંયોગો ઉત્પન્ન કરે અને પોતે ઉચ્ચ જીવન ગાળે તો ઉચ્ચ કોટિના જીવાત્મા માટે સ્થૂળશરીર આપી શકે છે. માટે સ્ત્રીપુરુષોએ માબાપ થવા પહેલાં આદર્શ માતપિતાની ફરજો શીખી લેવાની જરૂર છે.

## ઉચ્ચ ગણાતી કોમો અને ઉચ્ચ ગણાતા કુટુંબોમાં બાલ્યાવસ્થાના જીવો જન્મે છે તેનું કેમ?

ઉંચી ગણાતી કોમના કે ઉચ્ચ ગણાતા કુટુંબના લોકો જો હલકી ગણાતી કોમ તરફ તોછડાઇથી વર્તતા હોય, ખોટી રીતે તેઓનો લાભ લેતા હોય, તેઓ તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોતા હોય તો તેવી કોમમાં હલકી સ્થિતિના એટલે કે બાલ્યાવસ્થાના જીવો જન્મે છે અને ઉંચી ગણાતી કોમને કે ઉચ્ચ ગણાતા કુટુંબને નીચે પાડે છે. સૌ કોઇ પોતાનું વાવેલું જ પોતે લણે છે. માટેજ ઉચ્ચ કોમોને સૌની સાથે સારા થવાની અને સૌ કોઈનું સારૂં કરવાની જરૂર છે.

## હલકી ગણાતી કોમમાં ઉચ્ચકોટિનો એટલે પ્રૌઢાવસ્થાનો જીવાત્મા કોઈવાર શરીર લે છે તેનું શું?

જો કોઇ ઉચ્ચ કોટિનો જીવાત્મા, હલકી ગણાતી કોમ પ્રત્યે સહાનુભૂતિ રાખતો હોય, તેને બનતી સહાય કરતો હોય, તેના ઉદ્ધારને ખાતર પોતાનો વિકાસ થંભાવવા પણ તૈયાર હોય તો તે કોમના ઉદ્ધારમાં પોતાનો સંગીન હિસ્સો આપવા માટે તે, તેમાં જન્મ લે છે અને સ્વેચ્છાથી અનેક અગવડો સ્વીકારે છે. ચોખોભક્ત, જીવનદાસ મહારાજ, બુકર ટી. વોશીંગટન વગેરે આવી દયા અને સહાનુભૂતિનાં દૃષ્ટાન્તો છે.

## શારીરિક આકૃતિ.

શારીરિક આકૃતિ પણ આકસ્મિક નથી. પણ વંશપરંપરાથી ચાલી આવતા અને માવતર તરફથી બાળકોને શારીરિક વારસામાં મળતા વંશાણુ Germ-plasm સાથે તેનો સંબંધ છે. પાશ્ચાત્ય વૈજ્ઞાનિક Weissmann વીઝમૅને શોધ કરેલી છે કે શરીરમાં રહેલા Germ-plasm નો નાશ થતો નથી પણ તે માવતર તરફથી બાળકમાં ઉતરી આવે છે. આ વંશાણુ પણ સ્થૂલશરીરની આકૃતિ અને સ્થૂલશરીરની પ્રજાકીય ખાસીયતને સંભાળી રાખે છે. આ વંશાણુને લીધે. લેમુરીઅન પ્રજા, આટલાટીઅન પ્રજા કે આર્ય પ્રજા કે આ પ્રજાઓની ઉપપ્રજાઓ જેવી કે હબસી પ્રજા, ચીની પ્રજા, જાપાની પ્રજા, જ્યુ પ્રજા, હિંદી આર્ય, આરબ આર્ય, ઇરાની આર્ય, કૅલ્ટીક આર્ય કે ટયુટન આર્યની વિશિષ્ટતા સ્થૂલશરીર પર દેખાઇ આવે છે. આ ઉપરાંત કૌટુંબિક વિશિષ્ટતાની છાપ પણ સ્થૂલશરીર પર નજરે પડે છે. આ સીવાય સગર્ભાવસ્થામાં માતાના વિચારો અને વૃત્તિઓની અસર પણ બાળકની સ્થૂલ આકૃતિને અસર કરે છે. અને પછીથી બાળક મોટું માણસ થતાં જે વિચારો અને વૃત્તિઓનું સેવન કરે છે તે પણ તેની શારીરિક આકૃતિને થોડી થોડી બદલાવ્યા કરે છે. વળી ઘાતકીપણાનું કર્મ તો શરીરને બેડોળ બનાવે છે.

## ગતજન્મ યાદ નહિ રહેવાનું કારણ શું છે?

ગતજન્મની યાદ કોઈ ને પણ રહેતી નથી એમ નથી. મહાપુરુષો, મહાત્માઓ, પેગંબરો, યોગીઓ ચાહે તો પોતાના ગતજન્મોને યાદ કરી શકે છે, એટલું જ નહિ પણ આગલું શરીર છોડયા પછી જેમણે

જલદીથી સ્થૂલશરીર લીધું હોય તેવા અને મનઃશક્તિ ખીલવી હોય તેવા મનુષ્યોને પણ ગતજન્મોની નહિ, પણ ગતજન્મની યાદ અમુક ઉંમર સુધી સહેલાઈથી રહે છે. આવા દાખલાઓ કોઈવાર વર્તમાનપત્રોમાં પણ પ્રગટ થયેલા છે; પરંતુ સામાન્ય રીતે ગતજન્મની યાદ મનુષ્યને રહેતી નથી તેનાં અનેક કારણો છેઃ—

(૧) મનુષ્યના સ્થૂલશરીરનું મૃત્યુ થયા પછી અમુક વર્ષે વૃત્તિશરીર છૂટી જાય છે, પછી તેના વિકાસના પ્રમાણમાં સો, બસો, પાંચસો, સાતસો, હજાર કે તેથી પણ વધારે વર્ષો વિચારશરીર છોડવામાં અને કારણશરીરમાં વાસ કરવામાં જાય છે. સ્થૂલભૂમિકા તરફ પ્રયાણ કરતાં, તેને નવું વિચારશરીર, નવું વૃત્તિશરીર અને નવું સ્થૂલશરીર, મળે છે. આમ એક અને બીજા જન્મ વચ્ચે લાંબુ અન્તર હોવાથી તથા સ્થૂલ મગજ નવું હોવાથી આગલા શરીરમાં કરેલી પ્રવૃત્તિ યાદ રહેતી નથી.

(૨) પરસ્પરનો ધિક્કાર, વૈરભાવ, દૂર કરવા, પ્રેમની જુદી જુદી બાજુ ખીલવવા અને અમુક કર્મોની પતાવટ કરવા માટે જુદા જુદા જીવોને એક કુટુંબમાં, કોમમાં કે ગામમાં, જન્મ આપવામાં આવે છે; અથવા તેઓ સાથે મળે એવા સંયોગો ઉભા કરવામાં આવે છે. દાખલા તરીકે अ અને ब બે ગતજન્મોમાં એક બીજાના દુશ્મનો હતા. એ બંનેને દુશ્મનાવટ ફરજીયાત ઓછી કરવી પડે એવી સ્થિતિમાં મૂકવા માટે अ ને ત્યાં તેની મોટી ઉંમરે, ब નો જન્મ, પુત્ર તરીકે થયો. अ એ ब ને ઉછેરી મોટો કર્યો, કેળવણી આપી, લગ્ન કર્યાં. પણ ब જે નાનપણથી પિતા પ્રત્યે બેદરકાર હતો તે મોટો થતાં, તેને પિતાની સાથે અણબનાવ વધ્યો, અને વારંવાર બંનેને બોલાચાલી થવા માંડી. બાપની વડીલોપાર્જિત મીલકતમાં ભાગ માગવા પુત્રે અરજી કરી. એટલામાં अ ને લકવો થતાં તે પથારીવશ થયો; એટલે વડીલોપાર્જિત મીલકત અને બાપની સઘળી મીલકત સ્વાભાવિક રીતે ब ના હાથમાં આવી. પણ સાથે બાપની ચાકરી કરવાનું પણ માથે આવી પડયું. બાપ

પથારીમાં પડ્યો પડ્યો કડવા, તીખાતમતમતા અને કોઇ વખતે અગ્નિ ઝરે એવા શબ્દો બોલે અને પુત્ર પણ તેથી સવાયા કડવા, તીખા અને અગ્નિઝરે તેવા શબ્દોથી જવાબ વાળે. પણ બંનેને ફરજીયાત સાથે રહેવું પડે. કોઇ પ્રસંગ એવો આવે કે જ્યારે પુત્રના જન્મ પહેલાંની કોઈ હકીકતની ખરેખરી જરૂર પડે અને પુત્ર પિતાને પ્રેમ અને માનથી પૂછે, પિતા પ્રેમથી હકીકત પૂરી પાડે અને બે વચ્ચેનો ધિક્કાર ઓછો થાય, એથી પુત્રને થાય કે જો આ વખતે પિતા ન હોત અને જુની હકીકત ન મળી હોત તો તેને મોટું નુકસાન સહન કરવું પડત. પિતાને થાય કે જો પુત્ર ન હોત તો પથારીમાંજ તેને જીવડાં પડ્યાં હોત અને ક્યારનો તે આ લોક છોડી ગયો હોત. પણ જો પિતાને ગતજન્મની યાદ રહી હોત અને પોતાને ત્યાં પોતાનો એક દુશ્મન પુત્ર તરીકે જન્મ્યો છે એમ ખબર પડી હોત તો પુત્રને જન્મતાંજ મારી નાખત અથવા તેની સાથે પહેલેથી દુશ્મનાવટથી વર્તી, દુશ્મનાવટમાં વધારો કરત. આ રીતે ગતજન્મ ભૂલી જવાથી अ અને ब વચ્ચેનો ધિક્કાર ઓછો થયો અને એકબીજાને નિભાવી લેવાનો પાઠ શિખાયો.

બીજો દાખલોઃ क અને ख ગતજન્મમાં પિતાપુત્ર હતા અને બંને વચ્ચે બહુ સારો પ્રેમ હતો. પુત્રના દીલમાં પિતૃભક્તિ હતી. પિતાના દીલમાં વાત્સલ્યભાવ હતો. આ બંને જીવો આ જન્મમાં બે ભાઈ થયા છે. જો તેઓને ગતજન્મ યાદ રહેત તો તેઓને પ્રેમની બીજી બાજુ ખીલવવી કઠિન પડત અને તેઓ પિતૃભક્તિ અને વાત્સલ્યભાવથી જ વર્તત. પણ ગતજન્મ યાદ નહિ રહેવાથી બંનેને પ્રેમની નવી બાજુ ખીલવવાની તક મળે છે અને તેઓ આદર્શ બંધુભાવ ખીલવવા શક્તિવાન થાય છે.

ત્રિજો દાખલોઃ ग એ घ ને ત્યાં ગતજન્મમાં અમુક મોટી રકમ વિશ્વાસ પર, થાપણ તરીકે મૂકી હતી, અને તેની પહોંચ લીધી નહોતી કે સાક્ષી રાખ્યો નહોતો. પાછળથી घ નો વિચાર બગડ્યો અને તે રકમ તેણે ग ને આપી નહિ. આ જન્મમાં घ ને ત્યાં ग પુત્ર તરીકે

જન્મ્યો અને જન્મથી માંદો રહ્યો અને ગતજન્મમાં થાપણ તરીકે જેટલી રકમ મૂકી હતી તેટલી ખરચાઇ ગઈ ત્યાં સુધી તે જીવ્યો અને રકમ પૂરી થતાં તે પરલોકમાં ચાલી ગયો. જો ઘ ને તેનો ગતજન્મ યાદ હોત તો તેના આગલા કર્મની પતાવટ થાત નહિ અને તે પુત્રને સારો કરવા માટે કશો ખર્ચ કરત નહિ,

( ૩ ) જો મનુષ્યને તેના ગતજન્મની ભૂલો અને ખરાબ કર્મોની યાદ રહે તો તે એટલો બધો નિરાશ થઈ જાય કે તે વિકાસમાં આગળ વધી શકે નહિ અને પોતાની જીંદગી ભય અને પશ્ચાત્તાપમાંજ પૂરી કરે. આવી સ્થિતિ અટકાવવા માટે પણ ગતજન્મની યાદ ન રહે તે ઇચ્છવા યોગ્ય છે.

ટૂંકમાં, જ્યાં સુધી મનુષ્યમાં રાગદ્વેષ હોય, જ્યાં સુધી તેનામાં સાક્ષીવૃત્તિ ખીલી ન હોય અને જ્યાં સુધી તે પૂર્ણતાને પંથે સમજપૂર્વક પ્રયાણ કરી રહ્યો ન હોય ત્યાંસુધી ગતજન્મની યાદ ન રહે એ તેને માટે આશીર્વાદરૂપ છે.

## ગતજન્મોની યાદ તાજી કરવાના ઉપાય.

સામાન્ય મનુષ્ય તેના ગતજન્મો સંબંધમાં કંઈ જાણતો નથી; પરંતુ જો વિકાસમાં આગળ વધેલો કોઈ અભ્યાસી અને સંસ્કારી મનુષ્ય તેના પોતાના ગતજન્મો સંબંધી જાણવા ઇચ્છે તો તે ઘણું જાણી શકે તેમ છે. તે માટે અનેક ઉપાયો છે તેમાંના થોડા ઉપાયોનો વિચાર આપણે અહિં કરીશું:—

### ( ૧ ) આત્મનિરીક્ષણ.

પોતાની અંદર કયા કયા સદ્ગુણો છે તેની નોંધ કરવી. પછી કયા સદ્ગુણો સોળે સોળ આની ખીલ્યા છે, કયા બાર આની, આઠ આની ચાર આની કે એક આની ખીલ્યા છે, તેને ક્રમવાર ગોઠવવા. જે સદ્ગુણો પૂરેપૂરા ખીલ્યા હશે તે :જીવનરૂપ થઈ ગયા હશે અને સ્વપ્નમાં

પણ તે જ પ્રમાણે વર્તન રહેતું હશે. જે સદ્દગુણો બાર આની ખીલ્યા હશે તે દિવસના તો જીવનમાં બરોબર ઉતરતા હશે, પણ સ્વપ્નમાં કદાચ ભૂલ થાપ ખવાઈ જતી હશે. જે સદ્દગુણો આઠ આની ખીલ્યા હશે તેને માટે સાવધાન રહેવું પડતું હશે. જો સાવધાનતા ન રહે તો એ સદ્દગુણોની વિરુદ્ધનું વર્તન થતું હશે. જે સદ્દગુણો ચાર આની ખીલ્યા હશે તે માટે ખુબ પ્રયત્ન કરવો પડતો હશે અને પ્રયત્ન કરવા છતાંય ઘણીવાર નિષ્ફળ જવાતું હશે. જે સદ્દગુણો એકાદ આની ખીલ્યા હશે તે સદ્દગુણ તરીકે સ્વીકારાતા હશે. પણ તેને જીવનમાં મૂકવાનો પ્રયત્ન થતો નહિ હોય.

કોઇપણ મનુષ્ય એકાએક સદ્દગુણી કે દુર્ગુણી થતો નથી. તેને માટે માણસે પોતે જ શરૂઆત કરવી પડે છે. જે સદ્દગુણ ઘણા જન્મોથી ખીલવાઈ રહ્યા છે તે પૂર્ણપણે ખીલ્યા છે. જે સદ્દગુણ થોડા ઓછા જન્મોથી શરૂ કરેલ છે, તે બાર આની ખીલ્યા છે. જે સદ્દગુણ વધારે ઓછા જન્મોથી શરૂ કર્યા છે, તે આઠ આની છે. જે બહુ ઓછા જન્મોથી આરંભાયા છે, તે માત્ર ચાર આની છે અને જે છેલ્લા એકાદ બે જન્મથી શરૂ કરેલા છે, તે માત્ર એકાદ આની છે. ગત જન્મોમાં આપણું સદ્દગુણી જીવન કેવું હતું તે પોતાના સદ્દગુણોની બારીક તપાસ પરથી જાણી શકાય તેમ છે. પોતાનામાં કોમળતાસૂચક સદ્દગુણો વધારે હોય તો સમજવું કે પોતે સ્ત્રીશરીરો વધારે લીધાં છે અને દૃઢતાસૂચક સદ્દગુણો વધારે હોય તો પુરુષશરીરો વધારે લીધાં છે.

એજ રીતે પોતાના દુર્ગુણની નોંધ તૈયાર કરવી અને તેને સોળ આની, બાર આની, આઠ આની, ચાર આની, એક આનીના પ્રમાણમાં ક્રમવાર ગોઠવવા. જે દુર્ગુણો સોળ આની હશે તેનો આપણે બચાવ કરતા હોઈશું. જગતમાં રહેવું હોય તો એવા તો થવું જોઇએ એમ કહી, એ દુર્ગુણોની જરૂરીયાત સ્વીકારતા હોઈશું. જે દુર્ગુણો બાર આની હશે, તેને દુર્ગુણો તરીકે સ્વીકારતા હોઇશું, પણ તેથી છૂટવાનો પ્રયત્ન કરતા હોઇશું નહિ. જે દુર્ગુણો આઠ આની હશે તેને દુર્ગુણો તરીકે સ્વીકારતા

હોઈશું અને તેમાંથી છૂટવા પ્રયત્ન પણ કરતા હોઇશું. જે દુર્ગુણો ચાર આની છે તેના ઉપર ઘણીવાર વિજય મેળવતા હોઇશું અને કોઇ કોઇવાર તેને તાબે થતા હોઇશું. જે દુર્ગુણો એકાદ આની છે તેને ચાહીએ તો થોડા સમયમાં દૂર કરી શકીએ ખરા. જે દુર્ગુણો સોળ આની છે તે ઘણા જન્મોથી પોષાતા આવેલ છે. જે બાર આની છે તે એથી ઓછા જન્મોથી, જે આઠ આની છે તે એથી પણ ઓછા જન્મોથી, જે ચાર આની છે તે બહુ ઓછા જન્મોથી અને જે એકાદ આની છે તે તો એકાદ બે જન્મોથી પોષાયા છે એમ જાણવું.

એજ રીતે પોતાના સગાસંબંધી અને મિત્રોના નામોની નોંધ તૈયાર કરવી અને પછી પોતાનું હૃદય કોની કોની સાથે સોળ આની, બાર આની, આઠ આની, ચાર આની અને એકાદ આની ઉઘડે છે તે જોવું અને તે પ્રમાણે તેમને ક્રમવાર ગોઠવવા. જેઓની સાથે હૃદય સોળે સોળ આની ખુલે તે ઘણા જન્મોથી સંબંધી કે સ્નેહી-ભાવે સંબંધમાં આવેલા અને જેમની સાથે હૃદય ઓછી ઓછી આની ઉઘડે તેઓ ઓછા ઓછા જન્મથી સંબંધમાં આવેલા છે એમ સમજવું.

એજ રીતે વિરોધીઓની નામાવળી તૈયાર કરવી અને આપણા હૃદયમાં કોને માટે કેટલી વિરુદ્ધતા છે તે તપાસવી અને તેના પરથી ગત જન્મોમાં વિરોધી તરીકે કોણ વત્તાઓછા જન્મોથી સાથે હતા તે જોઈ લેવું.

પોતાનામાં કઈ કળા ખીલેલી છે, કયું કાર્ય સહજ થઇ ગયું છે, કયા ધંધાનો શોખ છે, કયા વિષયનો અભ્યાસ બહુજ સહેલાઇથી થઈ શકે છે, વગેરેનું બારીક નિરીક્ષણ કરતાં ગતજન્મોમાં આપણે કઈ દિશામાં પ્રયત્ન કર્યો હતો તે જણાઈ આવશે.

જીવનમાં એવા પ્રસંગો પણ આવે છે કે કોઇ અજાણ્યા માણસને જોવાની સાથે તેનામાં વિશ્વાસ ઉત્પન્ન થાય છે, અને થોડી વાતચીત થતાં તેની સાથે કાયમની મૈત્રી જામે છે; તેમજ કોઈ અજાણ્યા માણસને

જોતાં તેના પ્રત્યે સહજ અવિશ્વાસ અને અભાવ પ્રગટ થાય છે અને જો તેની સાથે કામ પાડવામાં આવે તો પશ્ચાત્તાપ કરવાનો વખત આવે છે. આવા બનાવો અકસ્માતરૂપ નથી; પણ એ ગત જન્મોની યાદરૂપજ છે. એજ રીતે સઘળાં આન્તરસ્ફુર્ણો ( Instincts ) અને આન્તરનાદ ( Conscience ) પણ ગતજન્મોના અનુભવોનાં સંભારણાંરૂપ છે.

જીવાત્મા અમર હોવાથી તેનો આખોય ભૂતકાળ, તેની સાથે છે અને તે પોતાના વર્તમાન પ્રયત્નથી પોતાનું ભવિષ્ય ઘડી રહેલ છે.

## ( ૨ ) સ્વપ્નનો અભ્યાસ.

સ્વપ્નના અનેક પ્રકાર છે. (૧) અજીર્ણથી આવતું સ્વપ્ન; (૨) અમુક રોગને લીધે આવતું સ્વપ્ન; ( ૩ ) ઉંઘમાં છાતી ઉપર હાથ પડી રહેવાથી, કે ગળા ઉપર હાથ પડવાથી કે પથારીમાં પડેલી કાંકરી શરીરે ખૂંચવાથી આવતું સ્વપ્ન; ( ૪ ) સ્થૂલ મગજમાં કોઇ વિચારનું પુનરાવર્તન થવાથી આવતું સ્વપ્ન; ( ૫ ) વિચારોનો પ્રબળ પ્રવાહ છાયાશરીરના મગજમાંથી પસાર થતાં આવતું સ્વપ્ન; ( ૬ ) કહેવાતા મૂએલા લોકોને વાસનાભૂમિકાપર મળવાનું સ્વપ્ન; ( ૭ ) ઉચ્ચ ભૂમિકાપર થયેલા અનુભવનું સ્વપ્ન; ( ૮ ) ગતજન્મોના કોઇ કોઇ પ્રસંગોના ચમકારાનું સ્વપ્ન; ( ૯ ) નજદીકના ભવિષ્યમાં બનનાર બનાવનું સ્વપ્ન; ( ૧૦ ) અમુક સંજ્ઞાસૂચક સ્વપ્ન એટલે કે સ્વપ્નમાં અમુક વસ્તુ કે વ્યક્તિ દેખાય ત્યારે અમુક બનાવ જરૂર બને એવી ચેતવણી આપતું સ્વપ્ન; ( ૧૧ ) પોતાના આત્મવિકાસનો ખ્યાલ આપતું સ્વપ્ન; ( ૧૨ ) અનેક જાતના સ્વપ્નોના મિશ્રણરૂપ સ્વપ્ન. પોતાને આવતા સ્વપ્નની નોંધ જાગૃત થવાની સાથે કોઇ કરી લે, તેનું પૃથક્કરણ કરે, સ્વપ્નનો પ્રકાર શોધી કાઢે, તેનો બારીક અભ્યાસ કરે તો તે મનુષ્ય પોતાના ગતજન્મોમાં તેમજ નજદીકના ભવિષ્યમાં થોડું ડોકીયું જરૂર કરી શકે. કેમકે સ્વપ્નનો સંબંધ મનુષ્યના સજ્ઞાતભાન.

Waking Consciousness અજ્ઞાતભાન Sub-Consciousness અને પરમભાન Super-Conciousness સાથે છે.

## (૩) સેવાની તકો શોધવાની ટેવ

જે મનુષ્ય સેવાની નાની નાની તકો આતુરતાથી શોધવાની અને તે મળતાં તુર્તજ ઝડપી લેવાની ટેવ પાડે છે, તેને પણ ગતજન્મોની ઝાંખી થાય છે. તેણે ગતજન્મોમાં કેવી શક્તિ ખીલવી હતી, કેવા કેવા જીવોના સંબંધનાં તે આવ્યો હતો તે સૌ ધીમે ધીમે તેને તાજું થતું જાય છે અને ગતજન્મોનો સંબંધ ચાલુ વર્તમાન સાથે છે એવી તેને ખાત્રી થાય છે.

ઉપર જણાવ્યા મુજબ આત્મનિરીક્ષણથી, સ્વપ્નના અભ્યાસથી, અને નાની નાની સેવાની તકો શોધતા રહેવાની અને તે તુર્તમાં ઝડપી લેવાની ટેવ પાડવાથી, મનુષ્ય પોતાના ગતજન્મો સંબંધે ઘણું જાણી શકે છે. પરંતુ જો તે કોઈ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે યોગાભ્યાસ કરે છે તો તે પોતાના તેમજ બીજાના પણ ગતજન્મો સવિસ્તર જોઈ તથા જાણી શકે છે.

## (૪) યોગાભ્યાસ.

યોગસૂત્રના પહેલા પાદના બીજા જ સૂત્રમાં યોગની વ્યાખ્યા આપી છે કેઃ—**योगश्चित्तवृत्तिनिरोधः ।**

'ચિત્તની વૃત્તિઓનો નિરોધ તે યોગ.' એટલે કે રૂપ, રંગ જાતિ, ધર્મ, કોમ કે રાષ્ટ્રના ભેદો જ્યારે ચિત્તને હચમચાવે નહિ; અનેક પ્રકારના રાગદ્વેષો ચિત્તને ચકડોળે ચઢાવે નહિ; બહારની વસ્તુઓ અને બહારના વિષયો તથા અંદરની સ્મૃતિ ચિત્તને ખેંચી જાય નહિં, પોતારૂપ બનાવે નહિ, મુંઝવે નહિ; ચિત્ત કોઈનું પણ ગુલામ બને નહિં; ત્યારે યોગ સિદ્ધ થયો કહેવાય. આવો યોગ, યોગનાં પુસ્તકોના વાચન માત્રથી, કે યોગ પરનાં વ્યાખ્યાનોના

શ્રવણથી, કે યોગની વાતો કરવાથી સિદ્ધ થતો નથી. પણ તેનો પદ્ધતિસર અભ્યાસ કરવાથી તથા તે મુજબ જીવનને રંગવાથી થાય છે.

યોગના અભ્યાસીએ, પ્રથમ તો અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહરૂપ **યમ**ને સિદ્ધ કરી, પોતાનામાં રહેલાં હિંસા, અસત્ય, જોઈતી વસ્તુ કોઈપણ રીતે મેળવી લેવાની વૃત્તિ, વિષયવૃત્તિ, અને બીનજરૂરી વસ્તુઓનો સંગ્રહ કરવાની અને દરેક વસ્તુ પર માલીકી હક રાખવાની ટેવને તિલાંજલિ આપવી. પછી શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઈશ્વરભક્તિરૂપ **નિયમ**ને સિદ્ધ કરી, ગંદા રહેવાની ટેવ, લોભવૃત્તિ, જડતા, અભ્યાસ પ્રત્યેની અરુચિ, અને નાસ્તિક્યને પોતામાંથી દૂર કરવાં. એટલું કરવાની સાથે સહેલાઈથી લાંબો વખત સીધા બેસી શકાય તેવા આસનથી બેસવાની તથા નિયમિતપણે દીર્ઘશ્વાસ લેવાની અને પદ્ધતિસર પૂરક, કુંભક અને રેચકથી મૂલબંધ જાલંધરબંધ અને ઉડ્ડીયાનબંધ સાથે **પ્રાણાયામ** કરવાની ટેવ પાડવી. એટલું કર્યા બાદ જગતના વિષયોમાં રમી રહેલી ઇન્દ્રિયોને અન્તર્મુખ બનાવી તેને અધ્યાત્મ વિષયમાં રસ લેતી કરી, **પ્રત્યાહાર**ની સિદ્ધિ કરવી. પછી શરીર, પ્રાણ તથા વૃત્તિને શાન્ત કરી, મનને કોઈ ઉત્તમ વિચાર, કે ઉત્તમ વ્યક્તિમાં એકાગ્ર કરી ધારણાને મજબૂત કરવી. તે સિદ્ધ થયા પછી જ ચિત્તની વૃત્તિનો નિરોધ થઈ શકે છે. આવા નિરોધ પછી યોગસૂત્રનું ત્રીજું સૂત્ર કહે છે તેમઃ—**तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ।**

" પછી દ્રષ્ટાસ્વરૂપ બની જવાય છે." જ્યારે મનુષ્ય આવું દ્રષ્ટાસ્વરૂપ—સાક્ષી સ્વરૂપ પ્રાપ્ત કરે છે ત્યારે, સ્થૂલશરીર, વૃત્તિશરીર અને વિચારશરીરથી પર એવી, તેના અધિકાર પ્રમાણેની કારણભૂમિકા બૌદ્ધિકભૂમિકા કે આત્મિકભૂમિકા પર તે રહે છે અને તેમાંની હરકોઈ ભૂમિકા પરથી પોતાના કે બીજા કોઈના ગતજન્મો જોઈ તથા જાણી શકે છે.

મનુષ્ય સામાન્ય રીતે બહારનાં વસ્તુ અને વિષયોમાં રચ્યોપચ્યો, અને પોતાના સ્વાર્થમાં અને રાગદ્વેષમાં ડટાયેલો રહે છે એટલે તેને ચાલુ જન્મના તો શું પણ ચાલુ વર્ષ, ચાલુ માસ કે ચાલુ અઠવાડીયાના પણ સઘળા બનાવો બરાબર યાદ રહેતા નથી. પણ જ્યારે તે પોતાનું ચારિત્ર્ય શુદ્ધ કરે છે, પોતાનાં શરીર, વૃત્તિ અને વિચાર પર પૂરેપૂરો કાબુ મેળવે છે, અને પોતાના મનને બહારના વિષયોમાંથી ખેંચી લઈ, તેને કોઇપણ વૃત્તિ કે વિચારથી મુક્ત બનાવી, મનની એ શાન્ત અવસ્થાનો પોતે સાવધાન સાક્ષી બને છે ત્યારે તે ત્રણે શરીરથી પર એવી કારણભૂમિકામાં જાગ્રત થાય છે,

મનુષ્યના કારણશરીરમાં ગતજન્મના સઘળા સંસ્કારો સૂક્ષ્મરૂપે શક્તિરૂપે, અનુભવરૂપે, રહેલા હોય છે. આ સંસ્કારોનો સાક્ષાત્કાર થતાં, મનુષ્યો પોતાના સઘળા ગતજન્મો જોઈ તથા જાણી શકે છે. આ સંબંધમાં યોગસૂત્ર કહે છે કેઃ—

**संस्कारसाक्षात्करणात् पूर्वजातिज्ञानम् ।**

"સંસ્કારોનો સાક્ષાત્કાર કરવાથી ગતજન્મોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે."

કારણશરીરમાં કે તેથી ઉપરની ભૂમિકામાં જાગ્રત થયેલો મનુષ્ય પોતાના કારણશરીરની માફક બીજાનાં કારણશરીર પણ જોઈ શકતો હોવાથી, બીજાના ગતજન્મો પણ જોઇ શકે છે. પણ આ સ્થિતિએ પહોંચેલો યોગી, માત્ર કુતૂહલને ખાતર કે પોતાની સિદ્ધિનું પ્રદર્શન કરવાને ખાતર, કે કોઈની ખાનગી હકીકત જાણી લેવાને ખાતર, પોતાના કે બીજાના ગતજન્મો જોતો નથી. પણ પોતાને હજી કયા કયા જીવો સાથે કઈ કઇ જાતનાં કર્મોની પતાવટ કરવાની છે તે જાણી લઈ, તે લેણદેણ સમજપૂર્વક જલદી પતાવી દેવાને ખાતર અથવા પુનર્જન્મ અને કર્મના નિયમો કઇ રીતે પ્રવર્તી રહ્યા છે તેનો જાતિ અનુભવ મેળવવાને ખાતર, અને તે પણ પોતાના ગુરુદેવની આજ્ઞા હોય તો જ તે પોતાના કે બીજાના ગતજન્મો જોવા પ્રયત્ન કરે છે.

આ યોગાભ્યાસ પણ એકજ જન્મમાં પરિપૂર્ણ થતો નથી. તેને માટે પણ અનેક જન્મો સુધી પ્રયત્ન કરવો પડે છે, એ વસ્તુ પણ સ્મરણમાં રાખવાની જરૂર છે.

**वेदाभ्यासेन सततं शौचेन तपसैव च**
**अद्रोहेण च भूतानां जातिं स्मरति पूर्विकीम्**

મનુ. ૪-૪૮.

ભગવાન મનુએ કહ્યું છે કેઃ—વેદાભ્યાસ, પવિત્ર જીવન, તપશ્ચર્યા, અને સર્વભૂત પ્રાણીઓ પ્રત્યે શુભેચ્છા સઘળાનું સેવન કરવાથી ગતજન્મની યાદ પ્રાપ્ત થાય છે.

ગતજન્મોની યાદ પ્રાપ્ત કરવાની આ પણ એક રીતિ છે.

## ગત બનાવો કઇ રીતે સચવાઇ રહે છે?

આ પ્રશ્ન કોઇને પણ સહજ ઉત્પન્ન થશે. ન્યુયોર્ક લંડન,બર્લિન, પેરીસ, ટોકીયો વગેરે શહેરોમાં બોલાતા શબ્દો તેજ વખતે હિંદુસ્તાનમાં 'રેડીઓ' દ્વારા, સાંભળી શકાય છે, એટલુંજ નહિ પણ જ્યારે "ટેલી-વીઝન"નો ઉપયોગ હિંદુસ્થાનમાંથી છૂટથી થવા માંડશે ત્યારે તે તે શહેરોમાં બતાવવામાં આવતાં ચિત્રો પણ હિંદુસ્થાનમાં જોઇ શકાશે. આ વસ્તુ શક્ય છે કેમકે કુદરતના આકાશતત્ત્વ-Ether-માં દરેક વસ્તુ, દરેક શબ્દ, દરેક વિચાર, દરેક બનાવની તન્માત્રારૂપ છાપ રહે છે અને તેનો અમુક ભાગ અમુક યંત્રોદ્વારા સ્થૂલજગતમાં હાલમાં ઉતારી શકાય છે. પણ પદ્ધતિસર આગળ વધેલો યોગી તે છાપો, પોતાનાં દિવ્ય ચક્ષુથી જોઇ શકે છે. આકાશતત્ત્વમાં રહેલી છાપને પૌરાણિક ભાષામાં ચિત્રગુપ્તનો ચોપડો કહેવામાં આવે છે. ખરી રીતે તો કોઇપણ વસ્તુનો સદન્તર નાશ થતો જ નથી, દરેકનું રૂપાન્તર જ થાય છે. અને વેદાન્તની ભાષામાં કહીએ તો—**सर्वं सर्वत्र सर्वदा** । 'સૌ કોઇ સદા અને સર્વત્ર છે.' એટલે આત્મસાક્ષાત્કારવાળો યોગી, ભૂત, વર્તમાન અને ભવિષ્યના બનાવોને પોતે જ્યાં હોય ત્યાંથી જોઇ તેમજ જાણી શકે છે.

## આ નિયમના જ્ઞાનથી થતા લાભ.

૧. "સ્થૂલશરીર, વૃત્તિશરીર, વિચારશરીર એ હું નથી પણ સ્થૂલ જગત્, વૃત્તિમય જગત્ તથા વિચારમય જગત્નો અનુભવ લેવાનાં તથા જ્ઞાન, ઇચ્છા, ક્રિયાશક્તિ ખીલવવાનાં સાધનો છે. મૃત્યુ-શરીરોને એક પછી એકને સ્પર્શ કરે છે, મને તે સ્પર્શ કરી શકતું નથી" આમ ખાત્રી થતાં મનુષ્ય અમર બની જાય છે; મૃત્યુનો ભય નાશ પામે છે; મૃત્યુનું સ્થાન તથા ઉપયોગ સમજાય છે અને પછી મૃત્યુના શોકની છાયા મનુષ્યચહેરા પર પડતી બંધ થાય છે.

૨. સ્ત્રી કે પુરુષજાતિ શરીરને છે જીવાત્માને નથી. શરીરની જાતિ તો જીવાત્માને અમુક પ્રકારનો જરૂરી અનુભવ આપવામાં અને અમુક સદ્ગુણો ખીલવવામાં ઉપયોગી થાય છે; આમ સમજાતાં મનુષ્ય બંને જાતિ પ્રત્યે માનની દૃષ્ટિથી જુએ છે અને બંને જાતિ વચ્ચે સ્પર્ધા ઉત્પન્ન કરતો નથી.

૩. 'શરીર એજ હું છું' એવું અજ્ઞાન દૂર થતાં મનુષ્ય સાક્ષી-વૃત્તિ ખીલવવા અને સાવધાન જીવન જીવવા શક્તિવાન બને છે.

૪. જીવાત્મા અમર છે અને તે શરીરનાં રૂપ, રંગ, જાતિ, કોમ, રાષ્ટ્ર, ધર્મ કે સંપ્રદાયથી પર છે, એમ સમજાતાં, મનુષ્ય વિશ્વનો બંધુ થઇ શકે છે, સૌ કોઇના જીવનમાં રસ લઇ શકે છે. સૌ કોઇને ચાહી અને સેવી શકે છે. તે જાતિ જાતિ વચ્ચે, કોમ કોમ વચ્ચે, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે, ધર્મ ધર્મ કે સંપ્રદાય સંપ્રદાય વચ્ચે સેતુ બાંધનાર બને છે અને જગતમાં નવી સંસ્કૃતિનો પાયો નાખે છે.

૫. જીવાત્મા અમર છે અને કહેવાતી મુશ્કેલીઓ તેનામાં શક્તિ અને જ્ઞાન ખીલવવા માટે છે એમ સમજાતાં આપઘાતનું કારણ પોતાની મેળે નાશ પામે છે.

૬. ખુન કરવાથી કે યુદ્ધ કરવાથી દુશ્મનનો નાશ થતો નથી પણ તે વધારે કડક દુશ્મન બને છે અને ભવિષ્યના જન્મોમાં પણ તેનો ભેટો થાય છે; અને તેની સાથે સમજુતી કરવાથી, તેને ચાહવાથી,

તેને સહાય કરવાથીજ તેનો હૃદયપલટો કરી શકાય છે એમ સમજાતાં મનુષ્ય ખુન અને યુદ્ધની વૃત્તિને પોતાના હૃદયમાંથી કાયમને માટે દૂર કરે છે.

૭. સૌ કોઈમાં બીજરૂપે રહેલી પ્રભુતા પ્રકટાવવા પુનર્જન્મનો નિયમ છે; જેમ જલદીથી પ્રભુતા પ્રકટે તેમ પુનર્જન્મોનો અન્ત જલદીથી આવે છે એમ સમજાતાં, મનુષ્ય પોતાનાં શક્તિ, સાધનો, સમય, સંયોગો અને સંબંધોનો, બની શકે તેટલો સદુપયોગ કરવા, નિઃસ્વાર્થ ભાવે પ્રયત્ન કરે છે.

૮ પોતાનાં સુખદુઃખ, સગવડ અગવડ, ખૂબી ખામી, સદ્‌ગુણ દુર્ગુણ, શત્રુ મિત્ર માટે પોતેજ જવાબદાર છે એમ સ્પષ્ટ થતાં મનુષ્ય વધારે સાવધાન જીવન જીવતો થાય છે. અને ભવિષ્ય સુધારવા માટે વર્તમાન સુધારવાની જરૂર છે એમ સમજી તે વર્તમાન સુધારવા મંડી પડે છે.

૯. જગત્‌માં વ્યવસ્થા છે, ન્યાય છે. અવ્યવસ્થા, અન્યાય અને અકસ્માત્ નથી. પોતાને મળતો અન્યાય પણ પોતે કોઈને કરેલા અન્યાયનું પરિણામ હોવાથી તે ન્યાયરૂપજ છે એમ જાણવામાં આવતાં તે બીજા લોકોને દોષ દેતો અટકે છે. બીજાની ટીકા કરવાને બદલે પોતાનીજ ટીકા કરે છે અને સ્વસુધારણા તરફ ખુબ લક્ષ્ય આપે છે.

૧૦. દરેક મનુષ્ય પૂર્ણતાને, પ્રભુતાને, મહાત્મપદને પયગંબરીને પંથે છે; કહેવાતા જંગલી માણસમાં પણ ભવિષ્યનો મહાત્મા, પયગંબર, ઉદ્ધારક, જગદીપક, સંતાઈ રહેલ છે એમ ખાત્રી થતાં, મનુષ્યને પોતાના જીવનનો હેતુ સ્પષ્ટ થાય છે. તે પોતાનાં ભાવી માટે નિર્ભય અને નિશ્ચિંત બને છે અને પછી તેને, મનુષ્ય માત્ર પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે.

૧૧. આ જગત્ નિષ્પ્રયોજન નથી, પણ તેની પછવાડે મહાન્ યોજના–નિયતિ–રહેલ છે. આ યોજના સફળ કરનારા કેટલાક દૈવી નિયમો પૈકીનો એક નિયમ એ પુનર્જન્મનો નિયમ છે. એ નિયમ

સૌ કોઇને માટે છે, અમુક ધર્મ કે સંપ્રદાયનો નથી એમ સમજાતાં મનુષ્ય તેના અભ્યાસમાં રસ લેતો થાય છે, અને તે એ નિયમમાં માનતો હોય છે તો તેને માન્યતામાંથી સમજપૂર્વકની ખાત્રીમાં ફેરવી નાખવા, તેમાં ઉંડો ઉતરે છે.

૧૨. સૌ કોઈમાં બીજરૂપે રહેલી પ્રભુતાને પ્રકટવામાં મદદ કરવી એ કેળવણીનો હેતુ હોવો જોઇએ એમ સમજી, તે સાચો કેળવણીકાર બને છે અને કેળવણીના ક્ષેત્રમાં નવા ચીલા પાડે છે.

૧૩. પુનર્જન્મના નિયમનો અભ્યાસ મનુષ્યને કહે છે કે, સાચો માનવપ્રેમ, સાચી માનવસેવા અને સાચી સમાજસુધારણા, મનુષ્યના શરીરોને સગવડ આપવામાં જ નહિ, પણ તેને સંયમી, સ્વાશ્રયી, સાવધાન અને જાતે વિચાર કરતો કરવામાં રહેલાં છે.

૧૪. પુનર્જન્મનો નિયમ સમજાતાં બીજા ઘણા દૈવી નિયમો જેવા કે કર્મનો નિયમ, વિકાસક્રમનો નિયમ સમજાવા માંડે છે, અને આ ત્રણે નિયમનાં જ્ઞાન અને સહાયથી મનુષ્ય પોતાનો વિકાસ પોતાના હાથમાં લઈ શકે છે.

પુનર્જન્મના નિયમના અભ્યાસીને ઉપર મુજબ અનેક પ્રકારનો લાભ થાય છે. જે સ્થિતિ કરોડો રૂપિયાના ખર્ચે પણ ન મળે તે અનંતતા–અમરપણું–આ નિયમના જ્ઞાનથી સહજ પ્રાપ્ત થાય છે; જીવનનો હેતુ સ્પષ્ટ થાય છે; જીવનના અનેક પ્રશ્નોના ફડચા થઇ જાય છે; જીવન સફળ કરવાની ચાવી અને શક્તિ હસ્તગત થાય છે; દુઃખ અનુભવ આપનાર બને છે; મુશ્કેલીઓ શક્તિદાતા થાય છે; વ્યવહાર પરમાર્થરૂપ બને છે; માટે આ નિયમનો અભ્યાસ જરૂરી છે.

## પુનર્જન્મ અને ગતજન્મોને લગતું સાહિત્ય—

હિંદુ, જૈન અને બૌદ્ધધર્મનાં ધર્મપુસ્તકોમાં પુનર્જન્મ અને ગતજન્મોને લગતા અનેક શ્લોકો, કથાઓ અને દૃષ્ટાન્તો મળી આવે

છે. શ્રીમદ્દ્ભગવદ્ગીતાના આ નિયમને લગતા કેટલાક શ્લોકો આ પુસ્તિકામાં આપવામાં આવ્યા છે.

થીઑસૉફીકલ સાહિત્યમાં પુનર્જન્મ અને ગતજન્મોની પ્રસિદ્ધિને લગતું સાહિત્ય અંગ્રેજી ભાષામાં સારા પ્રમાણમાં છે, અને થોડું ગુજરાતી ભાષામાં પણ છે. એક સુપ્રસિદ્ધ હિંદીના ત્રિશ એક અંગ્રેજ ગૃહસ્થના, સોળ, એક અંગ્રેજ બાનુના સોળ અને એક અમેરીકનના ચોવીશ ગતજન્મોનો હેવાલ થીઑસૉફીકલ સાહિત્યમાં પ્રગટ થયેલો છે. પૂનર્જન્મ અને કર્મના નિયમોના અભ્યાસીને આ હેવાલ બહુ ઉપયોગી થઈ પડે તેમ છે.

વડોદરાના શ્રેયઃસાધક અધિકારીવર્ગના સમર્થ લેખક, વિચારક, અને યોગના અભ્યાસી શ્રીમાન છોટાલાલ જીવનલાલે પોતાની **'યોગિની કુમારી'** નામની અધ્યાત્મ નવલકથાના બંને ભાગોમાં પુનર્જન્મ અને ગતજન્મ સંબંધી કેટલીક ઉપયોગી બાબતો વણી દીધેલી છે.

પશ્ચિમના કેટલાક નવલકથાકારો પણ હવે પુનર્જન્મના નિયમને પોતાની વાર્તાઓમાં સ્થાન આપી રહ્યા છે. મૅરી કૉરેલીના "લાઇફ એવર લાસ્ટીંગ" નામની નવલકથામાં તો તેના નાયક નાયિકાના અમુક ગતજન્મોની વાતો પણ કરેલી છે.

સંયુક્ત પ્રાંતના શાહબાદ ગામમાં રામદેવી નામની એક બ્હેનનો જન્મ સં. ૧૯૮૬ માં થયો છે. તેમને પોતાના આગલા જન્મની ઘણી હકીકત યાદ છે, અને તે સઘળી હકીકતો પૂરવાર થયેલી છે. આ બ્હેન નાની ઉમ્મરથી રામાયણ, મહાભારતની વાતો કરે છે. પ્રયાગના કુંભ મેળામાં તેમણે સુંદર ભાષણો આપ્યાં હતાં તથા મધુર કંઠે ધૂન લેવરાવી હતી. તેમના ગતજન્મ તથા આ જન્મને લગતી હકીકત **"રામદેવી ચરિત્ર"** નામના હિંદી પુસ્તકમાં પ્રગટ થયેલી છે. આ પુસ્તક સત્યયુગ આશ્રમ, બહાદુરગંજ, અલ્હાબાદથી મળે છે. તેની કીંમત રૂપિયો એક છે.

શાન્તાદેવી નામની એક નાની બ્હેન પણ દીલ્હી તરફ છે. તેમને પણ પોતાનો ગતજન્મ યાદ છે. તેમને લગતી કેટલીક હકીકત કેટલાંક હિંદી માસીકો અને વર્તમાનપત્રોમાં વિસ્તારથી પ્રગટ થયેલી છે.

ઇસ્લામના સુફી સાહિત્યમાં, સુપ્રસિદ્ધ મૌલાના જલાલુદ્દીન રૂમી અને ઇબ્ને યમીને પણ આ નિયમની ઝાંખી સુંદર રીતે કરાવી છે.

મૌલાના જલાલુદ્દીન રૂમી કહે છેઃ—

આમદે અવ્વલ બ અકલીમે જમાદ
વઝ જમાદી દર નબાતી ઉફતાદ
સાલહા અન્દર નબાતી ઊમ્ર કર્દ
વઝ જમાદી યાદ નાવર્દ અઝ નબર્દ
વઝ નબાતી ચુન બ હયવાન ઉફતાદ
નામદશ હાલે નબાતી હીચ યાદ
હમચુનીન અકલીમ તા અકલીમ રફત
તા શુદ અકનુન આકેલો દાના ઓ રફત
( મસ્નવી–ઈ–માનવી )

પ્રથમ ખનિજની દુનિયામાં આવ્યો અને ખનિજની દુનિયામાંથી વનસ્પતિમાં આવ્યો. વનસ્પતિમાં ઘણા વર્ષો જીવન ગાળ્યું. અને તે વખતે ખનિજ જીવન વિષે કશું યાદ રહ્યું નહિ. વળી જ્યારે વનસ્પતિમાંથી પશુ–કોટીમાં આવ્યો ત્યારે વનસ્પતિ જીવનમાંથી કશું યાદ ન રહ્યું. આમ એક દુનિયા ( kingdom )માંથી બીજી દુનિયામાં જઇને છેવટે માનવી ( ઇન્સાન ) બન્યો.

ઇબ્ને યમીન કહે છે કેઃ—

ઝદમ અઝ કુત્મે અદમ ખીમે બ સહરાએ વજૂદ
વઝ જમાદી બ નબાતી સફરી કર્દમ ઓ રફત
પશ અઝાનમ કશશે તબએ બ હયવાની બુર્દ

ચૂન રસીદમ બવય અઝવય સફરી કર્દમ ઓ રફત
બાદ અઝ આન દર સદફે સીનેઈ ઈન્સાન બે સફા
કત્રેઈ હસ્તીએ ખુદશ ગોહરી કર્દમ ઓ રફત
બા મલાયક પસ અઝઆન સુમએઈ કુદસી રા
ગીર્દ બર ગશ્તમો નીકુ નઝરી કર્દમ ઓ રફત
બાદ અઝ આન રાહ સૂએ ઉ બૂર્દમો ચું ઈબ્ને યમીન
હમે ઉ ગશ્તમો તર્કે દીગરી કર્દમો રફત

નીસ્તી (Non-Being) ની અજાણ જગ્યાએથી હસ્તી (Being)ના મેદાનમાં મેં મારો તંબૂ નાખ્યો અને ખનિજમાં થઇને વનસ્પતિ જગતમાં મુસાફરી કરીને હું આગળ ચાલ્યો. ત્યારપછી મારૂં આન્તરિક વલણુ પશુજગત તરફ હોવાથી હું ત્યાં ગયો અને તેમાં પણુ સફર કરી આગળ ચાલ્યો. પછી પવિત્ર માણુસ જાતના દિલરૂપી છીપમાં મેં મારા જીવનરૂપી મોતી નાખ્યાં અને વળી આગળ ચાલ્યો. પછી દેવદૂતો જોડે સ્વર્ગભૂમિ તરફ વળ્યો અને દુનિયાપર પ્રેમભરી નજર કરી અને આગળ ચાલ્યો. પછી મેં ઇશ્વર તરફનો માર્ગ લીધો અને ઇબ્ને યમીનની જેમ તેની સાથે મળી ગયો અને બીજું સર્વે ભૂલી ગયો.

**लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥**

---

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥**

હે અર્જુન ! મારા અને તારા ઘણા જન્મો થઇ ગયા છે; એ સઘળા જન્મો હું જાણું છું. હે પરંતપ ! તે તું જાણતો નથી.

ભ. ગી. ૪–૫.

ત્યાં પૂર્વ દેહના તે બુદ્ધિ સંયોગને તે પામે છે અને પ
હે કુરુનંદન ! સંસિદ્ધિને માટે વિશેષ યત્ન કરે છે.

ગી. અ. ૬–૪

બહુ જન્મોને અંતે જ્ઞાની "સર્વ કાંઈ વાસુદેવ જ છે.
એમ જાણતો મને પામે છે; તે મહાત્મા અતિ દુર્લભ છે.

ગી. અ. ૭–૧૯

મને પામીને પરમ સંસિદ્ધિને પ્રાપ્ત થયેલા મહાત્માઓ દુઃખ
સ્થાનરૂપ અને અશાશ્વત એવા પુનર્જન્મને પામતા નથી.
અર્જુન ! બ્રહ્મલોક સુધીના લોક પુનરાવૃત્તિ પામનારા છે; પરંતુ
કૌંતેય ! મને પ્રાપ્ત કરીને પુનર્જન્મ રહેતો નથી.

ગી. અ. ૮–૧૫ ૧

(બ્રહ્મનો) દિવસ આવે છે ત્યારે અવ્યક્તથી સર્વ વ્યક્તિઓ
પ્રકટે છે અને રાત્રિ આવે છે ત્યારે તે અવ્યક્ત નામ વાળામાં જ
લય પામે છે.

ગી. અ. ૮–૧૮.

પરંતુ તે અવ્યક્તથી પણ જુદો બીજો અવ્યક્ત સનાતન જે
ભાવ છે, તે સર્વ ભૂતો નાશ પામે છે છતાં નાશ પામતો નથી.

ગી. અ. ૮–૨૦.

સૂર્ય, ચંદ્ર કે અગ્નિ તે પદને પ્રકાશી શકતા નથી; જ્યાં
જઈને (સંસારમાં) પાછા આવવું પડતું નથી તે મારૂં પરમધામ છે.

ગી. અ. ૧૫–૬.

અને શ્રોત્ર, ચક્ષુ, ત્વચા, જિહ્વા, ઘ્રાણેન્દ્રિય તથા મનનો
આશ્રય લઈને આ (જીવાત્મા) વિષયોને સેવે છે.

ગી. અ. ૧૫ ૯.

સંસારમાં "ક્ષર" અને "અક્ષર" એવા બે જ પુરુષો છે;
સર્વ ભૂતો ક્ષર (નાશવંત) છે અને કૂટસ્થ (જીવ) અક્ષર (અવિ-
નાશી) કહેવાય છે; પરંતુ ઉત્તમ પુરુષ તો જુદો છે, જે પરમાત્મા
એમ કહેવાય છે; જે અવિનાશી ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશ કરીને
તેનું ધારણ–પોષણ કરે છે.

ગી. અ. ૧૫–૧૬–૧૭.